# પાપી પિતા

અને

# મુલ્યવાન મોતી.

( એક સંસારીક નવલ કથા )

લખનાર,

ચંદ્રમણિ—આશ્રમસ્થાન-જણોર.

( કુમારજા દોષદર્શક, વશીકરણ. યાને મોહિનિ ઇ૦
નાં કર્તા. )

પ્રકાશક,

બુકસેલર-દેશાઈ બ્રધર્સની કુંપની-ભરૂચ.
ભાઈલાલ છગનલાલ દેસાઇ.

વિક્રમાર્ક-૧૯૬૮ ઈ. સ. ૧૯૧૨.



કિંમત દશ આના.




અમદાવાદ ત્રણ દરવાજે શ્રી લક્ષ્મિ પ્રિન્ટિંગ પ્રેસમાં
શા. મણીલાલ ઉગરચંદે છાપ્યું.

॥ ૐ શ્રી ॥

# ગ્રંથાર્પણ.

## શ્રીયુત્ મહાશય, ક્ષત્રિકુળમણિ, નેક નામદાર સરદાર શ્રી, જીતસિંહજી ભારતસિંહજી સાહેબની પવિત્ર શેવામાં,—

### સ્વસ્થાન—જણોર-દરબાર.

મને સ્મૃતિમાં છે કે લક્ષ્મિના અખુટ—નિર્ભય ખજાના રૂપ. ભારતિ દેવીની વૃદ્ધિ કરવામાં તીવ્ર ઉત્સુકતા, ધર્મ અને પરમાર્થના શ્રેયસ્કર કાર્યમાં અડગ શ્રદ્ધા, માતૃભૂમિ તેમ સ્વજ્ઞાતીની ઉન્નતિ થવા અર્થે, તન મન ધનથી લેવાતો ભગીરથ પ્રયત્ન, દુર્દૈવે કરી ભટકતા અનાથ—નિરાશ્રય બન્ધુઓપર અતિશય અનુકંપા, સાર વસ્તુને સાધ્ય કરવામાં પરિપકવ મંથનતા, અસત્ય ઉપર તદ્દન અભાવ, સાદા, સદાચરણીય સાથે સંપુર્ણ વિવેકી, ઇત્યાદિ આપના હૃદય સ્થાનમાં, નિશી વાસર નિવાસ કરી રહેલા, ઉત્તમોત્તમ દૈવી ગુણોરૂપ, વિજળીક રોશનીથી અંજાઇ જઇ, તેમજ પરમ

કૃપાળુ પરમાત્માની પ્રસાદીરૂપ, પ્રાપ્ત થએલ કિંમતી કોહિનુર, "શંકરદાદા" ના ઉજ્વળ જન્મના શુભ સંવત્સરની હંમેશની સ્મૃતિ માટે, આ એક ક્ષુદ્ર સંસારીક નવલકથા, આપનેજ સમર્પણ કરી કૃત્ય કૃત્ય થાઉંછું.

---

ઇંદ્રવિજય છંદ.



પ્રૌઢ વિચાર અપાર ઉદાર અસાર ન કામ કદી કરનારા
ધર્મ નીતિ પર પુરણ પ્યાર લગાર ન ખાર દિશે દ્રગ દ્વારા
નામ નકાર ન ગર્વ મળે વદને વરસે વચનામૃત ધારા
આપ સદૈવ રહો સુખમાં કુળ દિપક નંદન સાથ તમારા.

કાર્તિક શુકલ
ચતુર્દશી ભાનુવાર
વિક્રમાર્ક ૧૯૬૮



શુભમ્ ભવતુ ! ! !

ગ્રંથ કર્તા.



# મારાં રચેલાં પુસ્તકો.

| નામ. | કિંમત. | પોષ્ટેજ. |
|---|---|---|
| કુભારજા દોષ દર્શક (પદ્યમાં) | રૂ. ૦–૨–૦ | ૦–૦–૬ |
| વશીકરણ યાને મોહિની.... | .... | .... |
| ( ગદ્ય પદ્ય ).... ....| રૂ. ૦–૪–૦ | ૦–૦–૬ |
| આ તે લગનં? કે હંમેશની.... .... | | ... |
| અગન? ( પદ્યમાં ) | રૂ. ૦–૧–૦ | ૦–૦–૬ |
| આ તે દિવાળી? કે હોળી?.... ... | | .... |
| હવે પછી ( ગદ્ય પદ્ય ) | રૂ. ૦–૨–૦ | ૦–૦–૬ |
| સુંદરીનો શ્રંગાર ,, (ગદ્ય પદ્ય) | રૂ. ૦–૪–૦ | ૦–૦–૬ |

---

# પુસ્તક મળવાનાં સ્થળો.

| | |
|---|---|
| જણોર (ગુજરાત) પોષ્ટ ચમારગામ. | ગ્રંથકર્ત્તા–ચંદ્રમણિ પાસેથી |
| કતોપર દરવાજે નંબર ૨ ભરૂચ | મેસર્સ દેશાઇ બ્રધર્સની કુંપની–બુકસેલર પાસેથી. |
| શ્રી લક્ષ્મિ પ્રિન્ટીંગ પ્રેસ–ત્રણ દરવાજા અમદાવાદ. | મેનેજર–મણિલાલ ઉગરચંદ શાહ પાસેથી. |
| ભણેલી સ્ત્રીઓને વિનામૂલ્યે પોષ્ટ-નો અર્ધો આનો મોકલી આપવાથી. | શ્રીમતિ ઊમેદબા–સ્વર્ગસ્થ–મુલદરા ઠા. શ્રી ગેમલસિંહજી અનુપસિંહજીનાં ધર્મપત્ની-જણોર (ગુજરાત) પોષ્ટ-ચમારગામ. |

# નોટીસ.

| નામ. | કિંમત. | પોષ્ટેજ. |
|---|---|---|
| સંગિત રામ રાવણુ નાટક ( અર્ષ્ટાંકી એક રમુજી ફારસ સાથે ) | રૂ. ૦–૮–૦ | ૦–૦–૬ |
| શ્રી સુંદર પદમાળા.... | ....રૂ. ૦–૪–૦ | ૦–૦–૬ |
| પ્રભાત પોથી.... .... | ....રૂ. ૦–૩–૦ | ૦–૦–૬ |
| જાદુગર ( પદ્યમાં ) | ....રૂ. ૦–૨–૦ | ૦–૦–૬ |
| સુકલાતર્થ મહાત્મ (પદ્યમાં) | રૂ. ૦–૨–૦ | ૦–૦–૬ |
| વિકટોરીયા વિરહ ( પદ્યમાં ).... | વિનામૂલ્યે | ૦–૦–૬ |
| વિદ્યાવિનોદ બાવની ( પદ્યમાં ) | ,, | ૦–૦–૬ |
| ગુમાર સતક ( પદ્યમાં ).... .... | ,, | ૦–૦–૬ |
| જમાનો યાને કલીયુગનો કાકો દ્વીતીયાવૃત્તિ (પદ્યમાં) | રૂ. ૦–૧–૦ | ૦–૦–૬ |
| ગપગોળો યાને ગાંડી ગુજરાત ( પદ્યમાં ) .... | રૂ ૦–૧–૦ | ૦–૦–૬ |
| હોળીના હારડા ( ગાયન ) | રૂ. ૦–૧–૦ | ૦–૦–૬ |

## ઉપરનાં પુસ્તક મળવાનાં સ્થળો.

જણોર (ગુજરાત) પોષ્ટ–ચમારગામ } ગ્રંથકર્ત્તા–પર્વતસિંહ અમીરસિંહ પાસેથી.

કતોપર દરવાજે નંબર ૨ ભરૂચ. } મેસર્સ દેશાઇ બ્રધર્સની કુંપની બુકસેલર પાસેથી.

શ્રી લક્ષ્મિ પ્રિન્ટીંગ પ્રેસ ત્રણ દરવાજા–અમદાવાદ } મેનેજર–મણિલાલ ઉગરચંદ–શાહ–પાસેથી

શું તમે તમારો સંસાર સુધારી સ્વર્ગ તુલ્ય સુખ પ્રાપ્ત કરવાને ઇચ્છોછો ? તો વાંચો !

# "કુભારજા દોષ દર્શક"

## ( ઘણુંજ સુંદર પુસ્તક )




ક વખત હસ્તમાં લીધા બાદ પાછું મુકવું ગમતુંજ નથી એટલુંજ નહિ પણ પુનઃ પુનઃ વાંચવાને અંતઃકરણ અધીરૂં બને છે.

આ પદ્યાત્મક લઘુગ્રંથ કેટલો રસમય, તથા કેવો સુબોધદાતા છે. તેની સાબીતીમાં વિદ્વાન નરરત્ન તરફથી મળેલાં સર્ટીફીકેટો સામેલ છે. જે વાંચવાથી પરિપુર્ણ ખાત્રી થશે સદહું પુસ્તક શુભપ્રસંગે પારિતોષીક આપવાને પણ લાયક છે. કિંમત નજીવી ફક્ત બે આના.

સ્મૃતિમાં રાખશો કે, બે આના જેવી નજીવી કીંમતની વી. પી. કરવામાં આવતી નથી. તો પોષ્ટની ટીકીટ મોકલી મંગાવવા કૃપા કરશો. લખો નીચેના એડ્રેસે.

જણોર ( ગુજરાત ) પોષ્ટ ચમારગામ } ગ્રંથકર્ત્તા—ચંદ્રમણી—જણોરકર.

કતોપર દરવાજે નંબર ૨ ભરૂચ } મેસર્સ—દેસાઇ બ્રધર્સની કુંપની બુકસેલર.

# પાપી પિતા.

અને

# મુલ્યવાન મોતી.

## પ્રથમ પરિચ્છેદ.

### અનંત રંગ.

દ્વિહાર.

નીતિનું ધન નીતિમાં, અનીતિનું ઉવાટ;
વપરાએ છે વિશ્વમાં, ઉપજી અવળા ઘાટ. ૧




લા વાંચક !

શહેરના મધ્ય ભાગે બાંધેલા ટાવર પર ગોઠવેલા ઘડીઆળમાં એક, બે, ત્રણ એમ અનુક્રમે દશનો ટકોરો થતાં, આગગાડીની સીટીનો જોશ બંધ થતો અવાજ, કર્ણેન્દ્રિય પર આવી અથડાતાં તેના આગમનની ખબર આપવા લાગ્યો. એટલે પ્લેટફોર્મ ઉપર બેઠેલા પેસેન્જરો,

આડાં અવળાં ગપ્પાં મારતા બંધ પડી, પોતીકો સરસામાન સંભાળી સાવધ થઈ ઉભા થયા. એટલામાંતો પેશનજર ટ્રેન ધમધમાટ કરતી "પેટલાદ"ના સુશોભિત સ્ટેશનપર આવી પહોંચી, કંપાર્ટમેન્ટમાંથી પેશેનજરો એક પછી એક ઉતરવા લાગ્યા. તેમ કેટલાક પેશેનજરો અતિ ભીડ હોવાથી, ધક્કા મૂક્કી દ્વારા દીનજનોને દમ ભીડાવતા અંદર ઘુસવા લાગ્યા.

ઉતરેલા પેશેનજરો દરવાજા આગળ ઉભેલા, ટીકીટ માસ્તરને પોતાની ટીકીટ હવાલે કરી, સ્ટેશન બહાર ભાડુ-તની વટ જોતી ઉભી રહેલી, ઘોડાગાડીઓમાં બેસી જઇ પોતપોતીકા ઘર તરફ ગમન કરવા લાગ્યા. કીન્તુ તેમાંનો એક પેશેનજર ગ્રીષ્મઋતુના અતી ઉકળાટથી, પંખાવડે પોતીકા બદન પર પવન નાખતો, આમતેમ પૃથ્વી માપી રહ્યો હતો. ને જાણે ગાડી આવવાની રાહ જોતો હોય, એમ અટકળ થતી હતી. દિર્ઘ સમય વીત્યો નથી એટલામાં તો ગડગડાટ કરતી ચાર અશ્વની ફેટીન, ફુંક મોઢે સ્ટેશન પર આવી પૂગી તુરતજ પેલો પુરૂપ તેમાં ચઢી બેઠો. અને એક ચકરી પાઘડી મૂકીને આવેલા પુરૂપ સાથે પ્રેમ ભરેલી વાતો કરવા લાગ્યો. આંખ મીંચીને ઉઘાડે એટલો વારમાં તો ગાડી ઘર આગળ આવીને ઉભી રહી, ગાડી ઉભી રહેતાં ઉભય પુરૂષો નીચે ઉતર્યાં.

પેલો ચકરી પાઘડીવાળો પુરૂષ પેલા પુરૂષની રજા માગતાં કહેવા લાગ્યો કે, "તમે એ વાતથી તદન બેફીકર રહેજો"

"આજ સાંજનાજ તેના ઘર આગળ જઇ, બધી વાત પાકે"
"પાયે કરૂં છું. અને હું જ્યાં ગયો ત્યાંથી કદિ પણ પાછો"
"પડનાર નથી. એતો અત્યારથીજ ચોકઠું બેસી ગયું છે."
"એમજ સમજોને ! બંદાના કામથી આપ કયાં અણુવાકેફ"
"છે! ! કાલે એનો ઉત્તર ! હવે અગીઆર વાગ્યાનો અમલ"
"થવા આવ્યો છે. અને ઘર અગાડી પણ જમવાની રાહ"
"જોવાતી હશે. માટે રજા લઉં છું."

"વારૂ પધારજો. પરંતુ આ વાતનો મનમાં ખટકો રાખી,"
"આવતી કાલે સવારમાં વેળાશર આવી મને જરૂર મળજો."
"કે તેની હા-નાની ખબર પડતાં અન્ય પેરવી કરવાને સુ-"
"લભ પડે, બહુ સારૂ આપના કહેવા પ્રમાણેજ વર્તાશ." એમ કહીને ઉતાવળે પગલે પોતાને પથે પડયો, અને પેલો પુરૂષ ધબધબ કરતો દાદર પગથીઆં પસાર કરી, પોતીકા બેઠકના રૂમમાં દાખલ થયો. કપડાં ઉતારી મેજ પર મૂકી બારી પાસે પડેલા વિરામાસન પર આરામ નીમિત્તે જરા આડો પડયો. થોડીવારે એક નોકરે આવી શીતળ જળથી ભરેલું જળપાત્ર હાજર કીધું. જળપાત્ર હાજર થતાં મૂખ પ્રક્ષાલન કરી ગરમીથી તપ્ત થએલા મગજને ઠંડા જળની ધારાથી જરા શાંત કીધું. એટલામાં જમવા માટે કાલ્લએલની સંજ્ઞા થતાં, પોતે પાકશાળામાં જમવા ગયો. જમી ઉઠયા બાદ સોપારી સાથે પાનપટ્ટી અડાવી, પછીથી નિદ્રા લેવા સારૂ તેણે શયનાગારમાં પ્રવેશ

કીધો. અને સુખસેયામાં પડી આમ તેમ આળોટવા લાગ્યો કે તુરતજ એક નોકરે આવી પંખાની દોરી ખેંચવી શરૂ કીધી. શીતળ સમીરની લહેર આવતાં નિંદ્રા દેવીએ તેના પર મહેરબાની કરી. એટલે નોકર પોતે દોરી ખેંચવાના શ્રમથી મુક્ત થઇ નીચે ગયો. અને પેલો પુરૂષ ગાઢ નિંદ્રામાં ઘોરવા લાગ્યો.

તેના મેજ પર ઉતારી મુકેલા પોષાક તરફ દૃષ્ટિ કરતાં, તે તેની વણિક જ્ઞાતિનું ભાન કરાવતો હતો. અને આ બધા ઉપરોક્ત ઠાઠથી તેની શ્રીમંતાઇનું અનુમાન થતું હતું. તેણે દેશ પરદેશમાં ઠીક દુકાનો જમાવી હતી. આ બધી પેઢીઓ તેણે શા વડે ઉભી કીધી હતી? તેમજ તેનો આટલો બધો વૈભવ શા ઉપર હતો? તેનું કારણ વાંચક વર્ગને ઉતરાર્ધ લેખ ઉપર દૃષ્ટિ ફેંકતાં, આપો આપ જણાઇ આવતું હોવાથી આ સ્થળે મારે, તે બદલ કંઈ પણ ઇસારો કરી પુનરૂકિતના દોષમાં પડવાની જરૂર નથી.

"પેટલાદ" શહેરમાં તેનું નામ પરિપૂર્ણ પ્રસિદ્ધતાને પામ્યું હતું. એક નાનું સરખું બાળક પણ તેના નામથી ભાગ્યેજ અજાણ્યું હશે? પ્રશ્ન ઉઠશે કે વેપારી લાઇનમાં? ધનમાં? ધર્મમાં? કુટુંબમાં? પરોપકારમાં કે કોઇ અન્યથા કારણમાં પ્રસિદ્ધ હતું? ના! ના!! હું કહું છું કે ધનમાં. ધનમાં એટલે લક્ષ્મીવડે અનાથને આશરો આપવામાં નહિ!

ધનમાં એટલે ઉંચો હાથ કરી પાત્રને દાન દેવામાં નહિ, ધનમાં એટલે પરોપકાર કરવામાં નહિ, ધનમાંએટલે દર્દીઓના દુઃખ દૂર થવા દવાખાનાં બંધાવવામાં નહિ, ધનમાં એટલે મુસાફરોને આરામ લેવા ધર્મશાળામાં નહિ, ધનમાં એટલે દેશોન્નતિ થવા બાળક તેમ બાળકીઓને કેળવણી આપવામાં નહિ, ધનમાં એટલે બુદ્ધિમાનને આશ્રય આપવામાં નહિ, પરંતુ માત્ર ધનનો અવળે રસ્તે ઉપયોગ કરવામાંજ તે "પેટલાદ" શહેરમાં ઉડાઉના ઉમદા ઇલકાબથી પંકાયો હતો. તે એટલો બધો તો ઉડાઉ હતો કે " પારકે પૈસે પનોતા "એ જગજાહેર કહેવતને તેણે ખરી પાડી હતી.

સવારમાં ઉઠી ચા બીસ્કુટ અડાવી, સ્ટોકીન બુટ ચડાવી, બદન પર હાફકોટ ભરાવી, ખીસ્સામાં ટીક ટીક કરતું રોસ્કોપ પેટન્ટ વૉચ લટકાવી, મસ્તક પર અમદાવાદી પચીસ રૂપીઆની પેંઠની ઉમદા પાઘડી ઝુકાવી, હાથમાં ફેસનદાર વિલાયતિ સ્ટીક ટીકાવી, ચશ્મપર ચશ્મા ચઢાવી, છતી આંખે અંધાપો જણાવી, પોતીકા મિત્ર મંડળને બોલાવી મંગાવી, ચાર અશ્વની ફેટીન જોડાવી, માર્ગમાં આવતી દરેક હોટલોની મૂલાકાત લેતાં નિરંતર સહેલ કરવા જવું. વિવિધ પ્રકારની જાફતો ઉડાવવી, રાતપર નાયકાઓને બોલાવી, નાચ કરાવી, નખરાં કરતી નાયકાના હાથમાં હાથ મીલાવી, થેંકસુના ધ્વનિ સાથે અંતરના આલ્હાદને ઉભરાવી, મૂખને મલકાવી, આરામ ચેર્શ પર તેને પોતીકા ઉછંગમાં પધરાવી, પ્રીતિનું પાન કરતાં

ઉમદા વસ્તુઓ ઇનાયત કરવી. સીતાર, તબલા, હારમોનીયમ સાથે સંગીત ગાવાં. ફોનોગ્રાફ અને ગ્રાફોફોન પણ તૈયાર, અનેક યુરોપીઅનના ફોટોગ્રાફ તથા સ્ત્રી પુરૂષનાં લજ્જા ઉત્પન્ન કરે એવાં બિભત્સ પીકચરો પણ હાજર. અત્તરોનો તો આંતરોજ નહિ. કબાટમાં પૂરેલી બાટલી બાઇ તો પોતાના યારની મુલાકાત લઇ તેને ગુલાંટ ખાતો કરવાની જાણે વાટજ જોતી હોય! ઇત્યાદિ અનેક તરેહના મોજશોખમાં તે પોતાના ધનનો પાણીની પેરે વ્યય કરતો હતો.

કિન્તુ કોઈ અનાથ અતિથિ આંગણા આગળ આવી ઉભો રહે, તો તેને મૂઠી કણ નહિ નાખતાં અય બેવકુફ ગધા, ઇત્યાદિ તિરસ્કારનાં વચનોનો વરસાદ વરસાવી ધૂતકારી કાઢતો હતો. તેનું ચિત્ત તો માત્ર વધુ લક્ષ્મિ કેમ પ્રાપ્ત કરવી, અને મોજશોખ કેમ ભોગવવો, તેવી અવનવી યુક્તિ પ્રયુક્તિમાં અહોરાત્રી ભ્રમણ કરી રહ્યું હતું. જો એટલુંજ ચિત્ત પરમાત્મામાં લગાડી તેની પ્રાર્થના કીધી હતે, તેમ તેટલું દ્રવ્ય ઉપરોક્ત અપર કાર્યમાં નહિ ઉલેચતાં, પરોપકારાર્થે વાપરવામાં આવ્યું હતે, તો હું સત્ય કહું છું કે, આ દેહેજ આ દુરતર ભવસાગરનો પાર પામી, પોતે પરમેશ્વરના પરમજ્યોતિ પરમાનંદરૂપ પરમપદને પામતે, કિન્તુ અરે ના ! કથન કરતાં મારી ભૂલ થઈ "જેવા દામ તેવીજ દાનત" તેને તો એવાં નીંદિત કાર્ય કરી ઘોરમાં

ઘોર નર્કના અધિકારી થવું છે, તેને તો આ લક્ષ ચોરાસી રૂપી કંદરામાં પડી અનંતા ભવ ભટકવું છે, તેને તો આ ભવાગ્નિના અતિ ભીષમ તાપથી બળીને ભસ્મ થવું છે, તો પછી તેના અંતઃકરણમાં એવી સન્મતિ ઉદ્ભવવા પામેજ કયાંથી ? નજ ઉદ્ભવે, અસ્તુ !

તેની સ્ત્રીનું નામ " નિર્મળા " હતું. ખરે ! નિર્મળા તે બિચારી પોતાના નામ પ્રમાણે નિર્મળાજ હતી. તાત્પર્ય કે તે સકળ સદ્ગુણ સંપન્ન હોઇને પરિપૂર્ણ પતિવ્રતા હતી. પોતીકા પતિને તે પરમેશ્વર તુલ્ય લેખતી હતી. કહો કે પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્રીય ગણતી હતી. કિન્તુ આ પુરૂષ તો તેને " પ્રમદા મતિ પાનીએ " સમજી પગના એક પગરખા પ્રમાણેજ લેખવતો હતો.

" નિર્મળા " એ પોતે એક કન્યા રત્નનો જન્મ આપ્યો હતો. આ રત્ન તે તેને પેટે પાંચમી વારનું હતું. જેનું નામ તેમના પુરાણીબાવા " લોભીરામ " ના કહેવાથી "મોતીગૌરી" રાખવામાં આવ્યું હતું. વાહવા ! "મોતીગૌરી" તે " મોતીગૌરીજ " હતી.

વાંચકગણ ! આ મોતી તે કંઈ બનાવટી મીણીઆ મોતી નહોતું. આ મોતી તો છીપનું ગોબાવાળું લંબગોળ અણમોલ મોતી હતું. રહસ્ય કે તેણે સદ્વિદ્યાનું સારી રીતે સેવન કીધું હતું. તેનો પોષાક સાદો હતો. કીંમતીમાં કીંમતી

વસ્ત્રાભૂષણ તે પણ તે વિદ્યાનેજ ગણતી હતી. હાલ મોતીને તેર વર્ષ પુરાં થતાં ચૌદમા વર્ષની શરૂઆત થઇ હતી. બાલ્યાવસ્થાને વિદાયગીરી આપી, કિશોરાવસ્થા પોતાનો પૂર્ણપૂરો અમલ વર્તાવી રહી હતી. તેના હૃદયસ્થાનને વિષે "નિર્મળા"ના એકે એક સદ્‌ગુણે આવી નિવાસ કીધો હતો. "મા તેવી દીકરી" એ સંપ્રદાયી કહેવતને તેણે સત્ય ઠરાવી આપી હતી. અસ્તુ !



# દ્વિતીય-પરિચ્છેદ.

## પત્ર દર્શન.

દ્વિહાર.

કરૂણ સ્વરેથી કરગરી, બહુ વિધ સમજાવાય;
પણ કદિએ છૂટે નહિ, કસાઇ કર ચઢી ગાય. ૧



ચારેકોર ગ્રીષ્મ ઋતુ પોતાનો અમલ પરિપૂર્ણ પ્રવર્ત્તાવી રહી હતી. સૂર્યાસ્ત થતાં સકળ સૃષ્ટિનાં પ્રાણી માત્રને આરામ આપવા વાળી યમ દુહિતા, પોતાની સત્તા ધીરે ધીરે બેસાડતી હોવાથી, દિવસની ગરમીએ છુપાતાં છુપાતાં યદુ પલાયન કરવા માંડયું. ઉદર નીમિત્ત ગએલાં પંખીઓનાં ટોળાં, એક પછી એક પોતીકા માળા તરફ પ્રયાણ કરવા લાગ્યાં. આખો દિવસ કામ કરવાથી શ્રમિત થએલા સકળ જનો, પોતાના ઘર તરફ આવવા લાગ્યા. નભો મંડળમાં તારાગણો પૂર્ણેન્દુની અનુપમ પ્રભાને લઇ, લજ્જીતપણાથી મંદમંદ પ્રકાશમાં દૃશ્ય થતા હતા. પશ્ચિમ પ્રદેશનો સુખકર શીતળ પવન, મંદમંદ વહન કરી રહ્યો હતો. આ વખતે " પેટલાદ "

શહેરની પૂર્વ દીશાએ આવેલા, વિલાયતી ફેસનના રોનકદાર બંગલામાં વિજળીક લાઈટનો પ્રકાશ, આબેહુબ દિવસનું ભાન કરાવતો હતો. બંગલાના આગલા ખંડમાં દિવાનખાનું રાખવામાં આવ્યું હતું. મધ્ય ભાગમાં સુંદર શ્વેત આરસનું મોટું મેજ મુકવામાં આવ્યું હતું. જેના ઉપર દૈનિક તેમજ સપ્તાહીક પત્રો તથા અનીતિને આશ્રય મળે એવાં કેટલાંક પુસ્તકો પડેલાં દષ્ટિગોચર થતાં હતાં, મેજની ચારેગમ સુંદર નકશીદાર વેલાની ખુરસીઓ ગોઠવવામાં આવી હતી. જેમાંની એક ખુરસીપર એક પુખ્ત ઉમ્મરનો પુરૂષ પથ્થરનાં ચશ્માં ચઢાવી બેઠેલો હતો. અને તે આજનું સાંજવર્તમાન વાંચવામાં નિમગ્ન બન્યો હતો. વાંચતાં વાંચતાં ખુરસીપર જરાક આડા થતાં, તેની દષ્ટિ મેજ ઉપર પડેલા પોતીકા નામના એક કવરપર પડી. ચડપ લઇ કવરને ઉપાડયું. ફાડયું. અંદરથી કાગળ કાઢી ઇત્થંભૂત વાંચ્યો. વાંચીને તેના ટુકડે ટુકડા કરી જમીનપર ફેંકી દીધા. તુરત વેળા ક્રોધને સમાવી પોતે ન્યુસપેપર વાંચવામાં પાછો મશગુલ થયો.

વાંચનાર ! એ પુરૂષ કોણ હતો ? તેણે જે કાગળ વાંચ્યો. તે કોનો હતો ? અને તેમાં શું લખવામાં આવ્યું હતું ? તે જાણવાને તારૂં અંતઃકરણ અતિશય અધીરૂં તો બન્યું હશે નહિ વારૂ ? સાંભળ. એ પુરૂષ તે બીજો કોઇ નહિ પરંતુ પ્રથમ પરિચ્છેદમાં "પેટલાદ"ના સ્ટેશનપર દશ વાગે ઉતરી, ચાર અશ્વની ફેટીનમાં ચઢી બેસનાર આપણી

આ વાર્તાનો ઉડાઉ નાયક " નગીનલાલ " હતો અને તે કાગળ તેની પુત્રી આગળ ઉપર પિતાને હાથે મરણને શરણ થનારી બિચારી " મોતીગૌરી " નોજ હતો. તેમાં તેણે જે લખ્યું હતું. તેની તમને જાણ થવા સારૂ આ નીચે હું નોંધ લઉં છું.

"પુજ્ય પિતાજી ! લખતાં મારી કલમ કંપે છે. છતાં" "આજ મર્યાદા મૂકીને લખવાની મને જરૂર પડી છે. માત્ર" "સ્વાર્થને ખાતર તમે તમારી ફરજને દેશવટો દીધો છે." "મારી ચાર બ્હેનોને તો તમે પહેલીના એક હજાર, બી-" "જીના બે હજાર, ત્રીજીના ત્રણ હજાર અને ચોથીના ચાર" હજાર, એમ મળી રૂપીઆ દશ હજાર લઇ દુઃખના દરી-" "આમાં ડુબાવી દીધી છે. અને પાંચમી જે હું તેના પણ" "તમે પાંચ હજાર રૂપીઆ ઉસરડી, તમારૂ પાપિષ્ટ પેટ" "ભરી, તેજ દશાએ પહોંચાડવા પ્રયત્ન કીધો છે."

"મને વીદિત થયું છે કે મારૂં લગ્ન તમે જેની સાથે" "કરવા વિચાર ચલાવ્યો છે. તે " મદનપાળ " શેઠ છેક જૈફ" "ઉમ્મરનો, દમીએલ અને ક્ષય રોગથી ઘેરાએલો છે. મુખમાં" "દાંત તો એકે દેખાતો નથી, માત્ર તે મરણનું જ શરણ" "શોધી રહ્યો છે. તો બાપુ! હવે બસ કરો. અવનિનો" "અંત આવ્યો. સ્વાર્થાંધ થઇ જાણી બુજીને મડદે મીંઢળ ન" "બાંધો ! ગાયને ગળે છરી ન કરો ! મહાન ભક્ત " તુલ-" "સીદાસે" કહ્યું છે કેઃ—"

દોહરા.

""તુલશી" હાય ગરીબકી, કભી ન ખાલી જાય;"
"મૂવા ઢોરકે ચામસેં, લોહા ભસ્મ હો જાય—૧."

"તો ઉપરોક્ત વચનનો આશય લઇને, બીચારી નિ-"
"ર્દોષ પુત્રીનો નિસાસો ન લ્યો. "દીકરીને ગાય જ્યાં દોરે"
"ત્યાં જાય" એ કહેવતાનુસારે અમે તમારે આધિન છીએ."
"ગાય કરતાં પણ અમે ગરીબ છીએ તો બાપુ ! ગરીબને"
"ગરદન ન મારો ! અને મારી આખી જીંદગી ન બગાડો !"
"પિતા પુત્રી પર કુદ્રષ્ટિ કરે છે શું? વાડ ચીભડાંને ગળે છે"
"શું ? વા'ર તેની ધાડ હોય છે શું ? ક્ષેત્ર બીજને ખાય છે"
"શું ? ના. ના. કદી નહિ. તો તેથી તમે તદ્દન ઉલટુંજ"
"કરવા બેઠા છો."

"પિતાજી ! પુત્રીના પૈસા એ ધુમાડાના બાચકા છે,"
"ઝાંઝવાનું જળ છે, પાણીનું પુર છે, વિજળીનો વેગ છે,"
"વાદળનો રંગ છે, ઝાકળનું બુંદ છે, તાત્પર્ય કે, છે ને નથી."
"એતો "દૂધના દૂધમાં ને પાણીના પાણીમાંજ" બાપુ !"
"ખરેજ બરકત ! ખોટે બરકત ન હોય !"

"ઘરનાં તમામ માણુસ આળસુ બને તે ભુંડું થવાને"
"માટેજ, આવક કરતાં જાવક જાસ્તી થાય તે દેવાળીઆ"
"થવાને માટેજ, ઝાડના મૂળમાં સળો લાગે વે તેનો નાશ"
"થવાને માટેજ, તેમ તમારી આ મલીન મતિ, તે તમારૂં"

"ભુંડું થવાને માટેજ છે. અને આ બધા જે વૈભવ તે પણ"
"હવે થોડા દિવસનાજ પરૂણા છે. કારણ કે પરસેવો ઉતર્યા"
"સિવાય પારકો પૈસો બર આવતોજ નથી."!!!

"મારે તે તમને બાપ કહેવા કે ઝેરી સાપ કહેવા?"
'મારે તે તમને પિતા કહેવા કે સીતાનું હરણ કરનાર રાવણ"
"કહેવા ? મારે તે તમને તાત કહેવા કે ચમાર-ચંડાળની"
"જાત કહેવા? મારે તે તમને દાદા કહેવા કે પક્કા દુશ્મન"
"કહેવા ? મારે તે તમને કહેવું શું ?"

"ભલે તમે પાંચ હજાર રૂપીઆ લેશો, તેની મને દર"
"કાર નથી. કિન્તુ એ પાંચ હજાર તો "મદનપાળ" શેઠ પો-"
'તાનું ઘરબાર, દરદાગીના, વાસણકુસણ, રાચરચીલું ઇત્યાદિ"
"વેચી, એક ભીખારી હાલતમાં આવશે ત્યારેજ પૂરા થશે."
'તો પછી આ તમારી પુત્રી ત્યાં જઇ શું ખાશે? ખાવામાં"
"ખાખ અને બદનમાં....આગ સિવાય કંઇ રહેશે કે? ત્યારે"
"તમને તમારી પુત્રી કેવો શ્રાપ આપશે ? તેનો યત્કિંચિત"
"વિચાર તમારા અંતઃકરણમાં કંઈ પણ કીધો છે ? આમ"
"લક્ષ્મિના લોભમાં આંધળા શું કામ બનો છો? લક્ષ્મિ તો"
"આજ છે ને કાલે નથી. તમે શું નથી જાણતા કે ધન,"
"યૌવન અને આયુષ એ ચપળા સમાન ચળિત છે?"

"જો તમારે સ્વાર્થજ સાધવો હતો તો આ દીનપુત્રીને"
"જન્મતાંજ ઝેર કાં ન દીધું? પાળીપોષીને મોટી શું કામ"
"કરી? મોટી કરી તો ખેર પરંતુ ભણાવી ગણાવી સમજતી"

"શું કામ કરી? માટે પિતાજી! આ રંક પુત્રીનું જરા માનો!"
"કરગરીને કહું છું કે માનો! મસ્તક નમાવીને કહું છુ"
"કે માનો! બાપુ માનો! ગરીબ ગાયનું માનો! જરા તો"
"દયા લાવો! આ તમારા દુષ્ટ વિચારને દેહાંતની શિક્ષા કરો!!"
"અને આ દીનપુત્રીને સુખમાં ધરો, એજ મારો આખરનો"
"ઉભરો છે. પછી તો ગરીબડી ગાયને જ્યાં દોરે ત્યાં જાય"
"હા............ય પિતાજી લાચાર છું. પુત્રી પર કિંચિત્ પણ"
"ક્રોધ કરશો માં?"

લી૦ હું છું તમારી.
આભારી, દુખીઆરી દીનપુત્રી
"મોતીગૌરી"ના સવિનય નમન.

"નગીનલાલ" ન્યુસપેપર વાંચીને ફરાગત થતાં શીગારેટ સળગાવી આરામ લેવા ખુરશી પર જરાક આડો થયો. હંમેશ કરતાં વધુ ટાઇમ વ્યતિત થઇ જવાથી, બગાસારૂપી અનુચરો ઉપરા ઉપરી આવી નિદ્રા દેવીની પધરામણીની, તેને ખબર આપવા લાગ્યા. જેથી તેમના હુકમને માન આપી "નગીનલાલ" ત્યાંથી ઉઠયો લુગડાં ઉતારી ખીંટીએ ભેરવ્યાં. અને પોતે ધોએલું પંચીયું પહેરી પુનઃ શીગારેટ સળગાવી, પીતો પીતો સુખસૈયામાં જઇ પડયો. તત્ પશ્ચાત "મોતી ગૌરી"ના લખેલા પત્રનો તિરસ્કાર યુક્ત વિચાર કરતો થકો નિદ્રાદેવીને આધિન થયો.

---

# તૃતીય--પરિચ્છેદ.

## પૂરાણીબાવાનું પરાક્રમ.

દોહરા.

સ્વારથીઆ જન સૃષ્ટિમાં, પ્રીછે નહિ પરમાર્થ.
બગડે બીજાનું ભલે, પણ સાધે નીચ સ્વાર્થ—૧



ઘરધણી જાગી પડવાથી તસ્કર જેમ પોબારા ગણે છે. તેમ સૂર્યોદયનો સમય થવાથી તારાઓ પણ એક પછી એક અદૃશ્ય થવા લાગ્યા. કુકડાઓ કુકડે કુકના શબ્દથી જન મંડળને અરૂણોદયની ચેતવણી આપવા લાગ્યા. પંખીઓ પોતીકા માળામાંથી ઉડી ઉડીને ચારા નીમિત્તે પ્રયાણ કરવા લાગ્યાં. કર્ણેન્દ્રયને પ્રીય લાગે એવાં મધુર વચનોથી મેના, પોપટ બોલતા સંભળાવા લાગ્યા. ઘરર ઘરર થતા ઘંટીઓના ઘોષ અને વલોણાંના નાદ, કર્ણ પર આવી અથડાવા લાગ્યા. કાગડાઓ કા, કા, ના ધ્વનિથી કુલાહોલ મચાવવા મંડયા. ચકલીઓ ચીંચીં કરવા લાગી. લક્ષ્મિવરના લાડીલા એવા ભક્ત જનોએ, મનને રંજન કરે એવાં પ્રભાતીયાં

આવાં શરૂ કીધાં. ગવૈયાઓ ફીડલ, દીલરૂબા, તાઉસાદિ ભિન્ન ભિન્ન વાજીંત્રો સાથે બુલંદ અવાજે ઉમદા ગાયનો લલકારવા લાગ્યા. સિંહના આગમનથી હસ્તિ જેમ ડરીને નાશી જાય છે. તેમ ઘૂવડ પક્ષીઓ પોતાની જાળ માળમાં ઘુસી જવા લાગ્યાં. પરસ્ત્રીના પાસમાં પડેલા કામી પુરૂષો નીસ્તેજ વદને, ભાંગેલે પગે અને ચોરના નાદે, છૂપાતા છૂપાતા ઘર તરફ ગમન કરવા લાગ્યા. પાઠશાળામાં પઢતા વીદ્યાર્થીઓએ વેદની ધૂન મચાવી મુકી. મુનીજનો મહા પ્રભુનું ધ્યાન ધરતા જણાવા લાગ્યા. કુલટાઓ પોતાના યારને પ્રયાણ કરતા પેખી, તેને વધુ વખત ટકવાને દીન વચનથી વીનંતી કરવા લાગી. દેવ મંદીરમાં થતા ઘંટાના નાદ શ્રવણ થવા લાગ્યા. સૂઘડ સ્ત્રીઓ સ્વામી સેવાથી પરવારી, પોતાના ચોક વાળીઝુડીને ચોખ્ખા કરવા લાગી. ત્યારે કુભારજાઓ એક કોરે પોતાના ધણીને ધિક્કારની નજરે જોતી ધમકાવવા લાગી. જોતજોતામાં પૂર્વ દિશાના દરવાજાનાં સૂવર્ણમય કમાડ ખૂલ્લાં થતાં, આદિત ભગવાનનાં દર્શન થયાં. દર્શન થતાં પ્રાણી માત્રને આનંદ થયો, સર્વ કોઇ પથારીમાંથી ઉઠી, સૌચાદિક ક્રિયાથી પરવારી દંતધાવન કરી, પોતપોતાને ધંધે જવા લાગ્યા. આપણા "નગીનલાલ" શેઠ પણ સુખસૈય્યામાંથી આળસ મરડીને ઉઠયા. જાજરૂ જઇ આવ્યા. એટલે એક નોકરે આવી પગ પખાળવાને પાણી, જળની ઝારી, દાંત સાફ કરવાને ટુથ પાઉડર, તથા

વીલાયતી બ્રસ, અને એક ટુવાલ લાવી હાજર કીધાં. દાંત સાફ કરી ઝારીના જળથી ~~મૂખ~~ પ્રક્ષાલન કરી, ટુવાલથી સાફ કરી દીવાનખાનામાં આવી એક આરામચેરપર બેઠા. કે તુરતજ ચ્હા, બીસ્કુટ અને ~~સુક્ષ્મ~~ નાસ્તો આવી હાજર થયાં. ચ્હા, બીસ્કુટ ઉડાવ્યાં. નાસ્તો કરી લીધો. ત્યારપછી એક ફેશનેબલ પેપર બોકસમાંથી સીગારેટ કાઢી સળગાવી. અને તેને પીતાં પીતાં કોઇના આવવાની રાહ જોતા હોય તેમ વિચારના વમળમાં ગુંથાયા. એટલામાં " લોભીરામ " પુરાણીબાવા પધાર્યા.

"આવો પુરાણીબાવા બિરાજો કેમ શું કરી આવ્યા. સિંહ કે શીયાળ ? " નગીનલાલે કહ્યું."

"બંદા જ્યાં ગયા હશે ત્યાંથી કોઇ દિવસ પાછા પડયા" "છે શું? શીયાળ તે હોય? એતો સિંહ બેડોપાર" " લોભી-રામ " લવ્યા.

"કેવી રીતે બેડોપાર કરી આવ્યા તેતો જરા કહો?" મુખ મલકાવતાં " નગીનલાલ " ઉચર્યા.

"એમાં શું કહેવું છે. તમે ચાર હજાર કહ્યા હતા, તેના" "બંદાએ યુક્તિથી પાંચ હજાર પડાવ્યા. કેમ ખુશી કે ના?" પૂરાણીબાવા" બકયા.

"શાબાશ ! શાબાશ !! પૂરાણીબાવા શાબાશ ! એક" "વાર નહિ પણ હજાર વાર ખુશી. પરંતુ એવી તે શી" "યુક્તિ કીધી, કે એક હજાર વધારે આપવા તે કબુલ થયો." લાલસાહેબ લવ્યા.

"યુક્તિ એકે આપણી "મોતીગૌરી"ની લાયક ઉમ્મર"
"જણાવી તેના વિદ્યાદિ ગુણની પ્રશંસા કરી કે "મદનપાળ""
"શેઠ ખુશ ખુશ થઇ જતાં એક હજારવધુ આપવા કબુલ"
"થયા. અને........."લોભીરામે" લવરી કરી.

"કેમ અને કહીને અટકયા વારૂ ? અટકવાનું કંઇ"
"કારણ ? " નગીનલાલે " કહ્યું.

"કારણ કંઈજ નહિ. આપનાથી મેં કોઇ દિવસ છાનું"
"રાખ્યું છે શું ? બંદાએ પણ પાંચસો રૂપીઆથી ગજવું તર"
"કીધું છે. આપણા નામથી આપ કયાં અજાણ્યા હો ?"
"લોભીરા..........મ" તો મારે મારા નામ પ્રમાણે કામ"
"કરવુંજ જોઇએ. પણ—કહી પૂરાણીબાવા અટકયા. "વાહરે"
"વાહ ! પૂરાણીબાવા તમે પણ ઠીક થાપ મારી હાં ! પરંતુ
""પણ" કહીને વળી અટકયા શા માટે?" લાલ સાહેબ લવ્યા

"થાપ મારીને શેઠજી, તમને મેં નુકશાન કીધું નથી."
"પરંતુ ફાયદો કરીનેજ મેં મારૂં પેટ કીધું છે. અને પણ ક-"
"હીને અટકયો તે એટલા માટે કે "મદનપાળ" શેઠે જે પાંચ"
"હજાર તમારા, અને પાંચસો રૂપીઆ મારા આપ્યા, તે બધા"
"આપ્યા પછી ઘરમાં બધે અઓટ ચોકા-ચોખ્ખું ચંદન હાં !"
"પછી મને દોષ દેશોમાં ?" પૂરાણી ફરાગત થયા.

"સહજ કહેતામાં માઠું લાગ્યું હોય તો માફ કરશો. હું"
"તમને નુકશાન કરવાનું કહેતો નથી. એતો મારા સારા ભાગ્યે"
"જ તમે આવા ગુણવાન ગોર મળ્યા છો. નહિં તો મળવા"

"પણ મુશ્કેલ. તેના ઘરમાં એટોટ ચોકા કે ચોખ્ખું ચંદન"
"થાય, તેમાં આપણે શું? આપણે તો આપણા પાંચ હજારના"
"ઘણી ભલેને પછી તે કોટે કોડીયું બાંધીને ભીખ માગે!"
"ભલે તે ભૂખે ટાંટીઆ ઘસે! આપણે કયાં તેની પાસેથી"
"છીનાવી લીધા છે. તેને રાજી થઇને આપ્યા ને આપણે લીધા"
"એમાં બ્રહ્મદેવ! તમને શો દોષ દેવાનો છે? વારૂ, પણ"
"રૂપીઆ લેવાના સબંધમાં શો બંદોબસ્ત કીધોછે." "નગી-
નલાલે" કહ્યું.

"બંદોબસ્ત! બંદા કંઈએ બાબતમાં કાચા હોય ખરા"
"કે? રૂપીઆ આ ગુજામાંજ તો! પહેલા રૂપીઆ ને પછી"
"વાત! સમજ્યા મારા શેઠ! લ્યો આ પાંચ હજારની પાંચ"
"નોટ તપાસી લ્યો. અને લગ્ન પણ તમારે હાથવેંતમાં,"
"સંવત ૧૯૬૪ના વૈશાખ શુદી ૧૫ને મંદવારનાં નક્કી કી-"
"ધાં છે. હવે તમે સર્વ સામગ્રીથી તૈયાર રહેજો. કારણ આજ"
"થઇ અગીઆરશ, માત્ર ત્રણજ દિવસ વચ્ચે આડા છે. કેમ"
"હવે રજા! મને આવ્યાને વખત વધુ થયો છે" એમ કહી
* "પૂરાણી બાવા" પોતાકા મનને "કેમ મનવા! આપણને તો"
"આ કામમાં ચોખ્ખા પાંચસો રૂપીઆ મળ્યાને! અને વળી લગ્ન"
"ક્રિયા પ્રસંગે મળશે તે તો છોગાના. તો પછી વરવધુનું ગમે"
"તે થાઓ તેનું આપણને કયાં સ્નાન સુતક લાગે એમ છે!"
"ભલેને તે ચોરીમાંથી કાં ન રંડાય? યજમાનતો આવાજ"
"મળવા જોઇએ. આજ સૂધીમાં એમના તરફથી રૂપીઆ ત્રણ"

"હજારની ઠીક થાપ વાગી છે. કે જેથી કંઈ અન્ય ધંધો ખો-"
"ળવાની અપેક્ષાજ રહી નથી. તારે તો નીરંતર અંતઃકરણમાં"
"એવુંજ ઇચ્છવું, કે "નિર્મળા"ને પેટે પ્રભુ એવાં કન્યા ર-"
"ત્નોનોજ જન્મ આપો." ઇત્યાદિ ભિન્ન ભિન્ન તરેહના તુરંગ ઉઠાવતા પોતીકા ઘર તરફ પધાર્યા. થયું!



## ચતુર્થ--પરિચ્છેદ.

### પિતાનો પ્રકોપ.

દ્વિહાર.

સાર વાત સમજાવીએ, સ્વારથીને સો વાર;
પણ અસાર તે ઉરગણી, ખીજે ખચિત અપાર. ૧



વાંચનાર! આપણી "મોતીગૌરીનું" કર્મ ફુટ્યું! પાપીષ્ટ પિતા અને પેટીઆ પુરાણીએ નખોદ વાળ્યું! બીચારી નિર્દોષ બાળીકાને બોતેર વયના વૃદ્ધ "મદનપાળ" સાથે પાનું પાડયું! અને તે વળી છેકજ ભીખારી હાલતમાં લાવીને! આપણે શું કરીશું? માત્ર પશ્ચાતાપ-પાષાણ હૃદયના પિતાને "મોતીગૌરીના" કાગળથી કંઇ પણ અસર ન થઇ. તો હું કહું છું કે એવા પાપીષ્ટ પિતા, અને પેટીઆ પુરાણીના મુખ ઉપર ફરી ફરીને થુંકો-અને બીચારી "મોતીગૌરી"નું દુઃખ દર્શી તેની દીલગિ-

રીમાં ભાગ લઈ, આ સ્થળે ખરા અંતઃકરણથી એકાદ બે અશ્રુબિંદુ પાડો. ધિક્કાર છે એવા પુત્રીના પૈસાપર તાગડધીન્ના કરનાર પાપી પિતાને ! ધિક્કાર છે એવા દીકરીઓના દામ લઈ ફક્કડ બની ફરનારને ! ધિક્કાર છે એવા સૂતાને સંકટરૂપ સમુદ્રમાં હુડસેલી વિવિધ વૈભવ ભોગવનારને ! કિન્તુ એમનો એ મોજશોખ કેટલા દિવસનો ! "સત્યનો જય અને પાપનો ક્ષય" એ સુંદર કહેવત શું એમને નહિ યાદ હોય! ભલે કરશે તે ભોગવશે. પ્રભુના દરબારમાં કયાં ન્યાય નથી !

અસ્તુ !

ઉપરોક્ત "નગીનલાલ" અને "પુરાણી બાવા" વચ્ચેની થતી વાતચિત આપણી આ વાર્તાની નાયકા "નિર્મળા" અને તેની સુતા "મોતીગૌરી" અંદરના ઓરડામાં બેઠી બેઠી શ્રવણ કરતી હતી. વાતચિત સાંભળીને "મોતીગૌરી"નાં તો મોતીયાંજ મરી ગયાં. અને "નિર્મળા"નું તો નુરજ ઉડી ગયું. કિન્તુ ધિરજ ધારી મા દીકરી ઉભય કંઈક કહેવાને મિષે દિવાનખાનામાં "નગીનલાલ" નજીક જઈ ઉભાં, તત્ પશ્ચાત "મોતીગૌરી" પોતાનું મસ્તક નીચું નમાવી, નાસાગ્ર દૃષ્ટિ રાખી સંપુષ્ટ કરવડે, લથડતે અવાજે વિનવીને કહેવા લાગી કે "પિતાજી! આમ છેક નીષ્ઠુર હૃદયના કાં બનો છો ! જરા તો દયા લાવો. !"

"*લાવો લાવો પિતાજી દયા.........યરે."
"વૃદ્ધ વરથી સગાઇ કાં મારી કરો,"
"પ્રેમ હોયે ખરો, તો ન પૂત્રી ધરો,"
"દુઃખ માં..............યરે...............લાવો ટેક."

સાખી.

"તનિયા વરસે તેરની, બોતેર વયનો કંથ;"
"શ્વેત ધ્વજા ફરકે શીરે, દિશે ન આનન દંત."

---

"સ્વાર્થ સાધો તમારો શી મારી ગતી,"
"થશે વા'લા પિતાજી વિચારો મતી;"
"દીન પૂત્રી મુખે શું ઉચારે અતી,"
"ધ્યાર પૂરો નથી, હા જણુ......યરે.......લાવો. ૧"

સાખી.

"જ્યાં દોરે ત્યાં જાય છે, દીકરીને વળી ગાય;"
"દયા ન તેની દીલ ધરો, એ કેવો અન્યાય."

---

"સ્વાર્થ સાધી પિતાજી કાં હૈયે હસો,"
"ભૂલી પિતા ન પુત્રીના શત્રુ દીશો;"
"પણ બુરા પાપેથી શું બચી જશો,"
"ના ના દુખી થશો, તજી ન્યા.......યરે—લાવો. ૨"

---

*ધીમા ધીમા ચાલોને મારા પ્રા......ણરે એ રાગમાં ગવાયછે.

'ચંદ્રમણી'

"પિતાજી! પૂત્રીને ઝેર ન કરો! પૈસે પેટ ન ભરો!"
"પાપથી પાછા ફરો! ઇશ્વરનો ડર ધરો! ક્રોધને પરહરો!"
"ન્યાયથી અનુસરો! એજ મારો અંતરનો ઉભરો છે. નહિ"
"તો બાપુ! દવના મૂકનાર ને સતના ચુકનાર, હિંસાના કર-"
"નારને મદના ધરનાર, જારના રમનારને દિનને દમનાર ઇ-"
"ત્યાદિ પર કીરતાર જેમ કોપે છે, તેમ તમારા પરપ્રભુ શું"
"નહિ કોપે? કોપશેજ. અને આખરે દિન પૂત્રીના શ્રાપથી"
"દુઃખી થશો."

"દુઃખી! બેસ બેસ હાયલી જાણ્યું તારૂં ડહાપણ
"નાને મોઢે ગમે તેમ લવારી કરતાં લેશ પણ શરમાતી નથી?"
"મને જેટલાં વરસ થયાં છે. તેટલા તને દિવસ તો થયા નથી."
"છતાં મને શિખામણ આપવા આવી છે કેમ? પત્રમાં શું"
"લખ્યું હતું! તેનું તને ભાન છે! શું હું ઝેરી સાપ શું!"
"હું રાક્ષસ! શું હું દુશ્મન! શું હું ચમાર ને ચંડાળ!"
"મુઈ તું ભણતી ને બળ્યું તારૂં ભણતર! ભણી ભણીને આ-"
"ખરે ઉકાળ્યું તો આજ કે? લોકો કહે છે કે પુત્રીને નજ"
"ભણાવવી, તેનો મને આજ પકો અનુભવ થયો. શું કરૂં!"
"તું મારી પુત્રીજે નહિ તો જોયા જેવુંજ થતે. બસ ચાલી"
"જા અહીંથી, તારૂં મુખ જોવા હું બીલકુલ રાજી નથી. અને"
"મારો કરેલો નિશ્ચય હું કદી પણ ડગાવનાર નથી સમજી!"

પવનના પ્રચંડ પ્રહારથી પકવ થએલાં પત્ર જેમ પૃ-
થ્વી પર ખરી પડે છે. તેમ પિતાનાં ક્રોધ યુક્ત વચન સુણી,

તથા તેનો " મદનપાળ " સાથે પાણિગ્રહણ કરાવવાનો દ્દઢ નિશ્ચય જાણી, " મોતીગૌરી " હા............ય નસીબ એવો ઉંડો નિશ્વાસ નાખી, લલાટ પટપર હસ્ત પછાડતાં મૂર્છાવસ્થાને પ્રાપ્ત થઇ. અને જમીનપર તૂટી પડી. તત્ક્ષણે પાસે ઉભેલી " નિર્મળા "એ તેને પડતાં પડતાં ઝાલી લીધી. અને પોતીકા ખોળામાં લઇ આશ્વાસન આપતાં, ગદગદ કંઠે સ્વામી પ્રત્યે દિન વાણીથી વદવા લાગી કે "સ્વામીનાથ ! "તમે આ શું કરવા બેઠા છો ! ગાયને ગળે છરી ! મારી" "ચાર પૂત્રિઓને તો ઝસે કરી, કિન્તુ આ પાંચમીની તો" "દયા લાવો ! જરા તો વિચારો ! પૂત્રિના પૈસાથી પેટ ભર-" "વું, તેના કરતાં પગ ઘસીને મરવું એ હજાર દરજ્જે સારૂ" "છે. દુનીઆમાં એનાથી વધુ અપકીર્તિ બીજી કઇ છે? ધર્મ-" "શાસ્ત્રો પ્રતિપાદન કરે છે કે પૂત્રિના ઘરનું પાણી પીવું તે" "પણ અગ્રાહ્ય છે. તો એ ટુંકા પરંતુ રહસ્યથી અલંકૃત થ-" "એલા મહામંત્રને મનમાં લાવો ! એમા શું સુચવે છે ! કે" "પૂત્રિના ઘરનું પાણી સરખું પણ અગ્રાહ્ય છે તો પછી" "પૈસા લેવાની તો વાતજ કયાં રહી ! મારે પ્રાણેશ ! આ" "દિન દાસીનું માનો ! માનો તો સારૂં છે"

"માબાપનો ધર્મ છે કે પોતાની પ્રજાનું સંરક્ષણ કરવું." "વિચારો કે આપણી પ્રજાને કોઇ તાડન કરે છે. તો આપ" "ણને તત્સબંધે કેટલી બધી લાગણી થાય છે. અને" "તેને લઢવાને તઈએ છીએ. તો આતો પોતાનેજ હાથે પો-"

"તાની પ્રજાપર પાળી ફેરવવી. મતલબ કે વૃદ્ધ વરથી પાનુ"
"પાડી; પૂત્રિને દુઃખના દરિયામાં ડુબાવવી, એ કેટલુ બધુ"
"પાપકર્મ છે! કેટલી બધી નિચતા છે! કેટલી બધી કઠોર-"
"રતા છે! કેટલું બધું ઘાતકી અરે કસાઇપણું છે! માટે"
"વ્હાલા! જરા વિચારો! ક્રોધને મારો! દયાને ધારો! નિતિને"
"નિહાળો! પૂત્રિને પાળો! દુખમાં ન ડારો! એજ તમારો"
'પવિત્ર ધર્મ છે. તમે શું નથી જાણતા કે મહંતપૂરૂષનું વચન,"
"સતિનો શ્રાપ અને નીરાધારનો નિશ્વાસ, એ કદી પણ"
"પાછાં ફરતાં નથી. એણે જે પત્ર લખ્યો હતો. તે પોતે"
"આપ મતે નહિ, પરંતુ મારી સમંત્તી લઇનેજ લખ્યો હતો."
"તો પછી તેમાં તેનો શો દોષ? માટે પ્રાણનાથ! પૂત્રિપર-"
"ના ક્રોધને કમી કરી આ દીનદાસીનું કહેવું કંઈ માનો?"
"માનો! સ્વામીનાથ માનો! માનવાનો હજી સમય છે. નહિ"
"તો પાછળથી પૂરેપુરા પસ્તાસો. પછી તો આપની મરજી"
"હા....ય હુ લાચાર છું."

"પસ્તાસો! ઠી...........ક તારી વિદ્વતા તારી પાસેજ"
"રાખ. લુચ્ચી! મારે તે નહિ જોઇએ. તને કોણ પુછેછે કે"
"આમ લાંબી ચૌડી લવારી કરે છે? કહ્યું છે કે " પ્રમદા"
"મતિ પગની પાનીએ " એ વાત સાચીછે. એમાં યત્કિંચીત"
"પણ ખોટું નથી નાગું ન્હાવું, ઠંડુ ખાવું, અને જુઠું ગાવું"
"તેમાંની તું કે બીજી! તારી તે શી બૂદ્ધિ! તને એમાં શી"
"ગતાગમ! ખરે! આ દુનીઆમાં સ્રીના દબેલ તે બધા"

'પૂછડા વિનાના બેલજ છે. મને તેવો ધારીશમાં ? હું તો" "મારા મનનું ધાર્યુંજ કરવાનો. મારા દ્રઢ નિશ્ચયથી નહિજ" "ફરવાનો સમજી ! ભલે પૂત્રિનો નિશ્વાસ મને છો લાગતો" "કિન્તુ ખબરદાર જો હવે એ વિષે વાત કાઢી તો ! કમજાત !" 'મારા કદમ આગળથી દુર જા." એમ કહી ક્રોધથી વેષ્ટીત થએલા આપણા નિષ્ઠુર નાયક "નગીનલાલે" બિચારી નીર્દોષ "નીર્મળા"ને પાટુના એક બે પ્રહાર કીધા. કે તુરતજ "નીર્મળા" બીચારી નીરૂપાય બની મૂંગે મોઢે કંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય "મોતીગૌરી"ને લઇ નીચે ઉતરી પડી. નિર્દોષ બાળા રોતી માતાના ગળે વળગી પડી. ઉભય ચોધાર અશ્રુએ રોયાં અને પુનઃરોયાં, વાંચનાર ! આજથી આપણી...........કહો કે ધર્મની બ્હેન "મોતી-ગૌરી"ના સૂખનો ઉદય પામતો સૂર્ય સદાને માટે અસત પામ્યો. અસ્તુ !



# પંચમ પરિચ્છેદ.

## દુઃખદ વાદળું

### દોહરા

બાળક વર કે વૃદ્ધને, દે જો દુહિતા બાપ;
એનાથી નથી અવનીમાં, મોટું બીજું પાપ. ૧

કન્યાવિક્રય જે કરે, પામી પૂત્રીનો શ્રાપ;
અંત નર્ક તણો બને, અધીકારી તે આપ. ૨

પૂખ્ત વયે પોંચ્યા છતાં, ચહે પરણવા ચિત્ત;
બાળાનો ભવ બાળવા, ને નીજ નાશ નીમિત્ત. ૩

વૈશાખ શુકલ પક્ષની પુર્ણિમાનો શુભ લગ્નનો દિવસ આવી પહોંચ્યો. ગામ પરગામના "નગીનલાલ" શેઠના સબંધી જનો ઉભરાવા લાગ્યા. અત્યારે "નગીનલાલ" શેઠના બંગલાની સુંદરતામાં કંઇ અસાધારણ ફેરફાર થઇ ગયો છે. દિવાલ ઉપરનાં આલેખવામાં આવેલાં, ભીન્ન ભીન્ન રંગથી વિભૂષીત થએલ, આશક માશુકનાં તથા દેવ દેવી સાથે વીર પુરૂષોનાં

અનેક ચિત્રો ઉત્તમોત્તમ પેન્ટરોની ઉમદા કારીગીરીનું ભાન કરાવતાં હતાં.

એકઠાં થએલાં વૃદ્ધ, બાળ અને યુવાન સ્ત્રી પુરૂષોના સામટા કલાહોલ સાથે ભીન્ન ભીન્ન વાજીંત્રોના કાનફાડ ઘોષથી મંડપ ગાજી રહ્યો. કીટશન લાઇટે મંડપમાં ચારેકોર પુર્ણ પ્રકાશ ફેલાવી દીધો. નીલ, રક્ત, પિત્તાદી ભીન્ન ભીન્ન રંગથી વિભુષીત કરેલ ગ્લાશોની રોશની, હાંડી ઝુમ્મરો સાથે રંગ બેરંગી કાગળોનું ઉમદા કારીગરોના હાથથી તૈયાર થએલું મંડપનું કામ મનને અનહદ આનંદ આપતું હતું.

મંડપના દ્વારપર આલેખવામાં આવેલા ટાઇપને પણ ટક્કર મારે એવા Walcom ( વેલકમ ) ના સુંદર સોનેરી અક્ષરો, કીટશન લાઇટના પ્રકાશથી કંઇ ઓરજ રમુજ આપતા હતા.

"નગીનલાલ" અને તેના આપ્તજનો મેમાનોની આગતા સ્વાગતા કરવામાં રોકાયા હતા. "નિર્મળા" ગ્રહકાર્યમાં ગોંધાઈ હતી. એકકોરે સ્ત્રી મંડળ આધુનિક સમયમાં ગવાતાં નિર્લજ ગીતોની ગર્જના કરી રહ્યું હતું યુવાન, વૃદ્ધ, બાળક પોત પોતાને રૂચતે સ્થળે એકત્ર થઇ આડી અવળી ડાચાકુટ કરવામાં રોકાયાં હતાં. સંક્ષેપમાં સર્વત્ર પુર્ણાનંદ પથરાઇ રહ્યા હતો. આ વખતે બંગલાના પાછલા ભાગની બારીના ગોખમાં, એક તરૂણબાળા મ્લાન ચહેરે પોતાના ગૌર ગુલાબી ગાલ પર, જમણા હસ્તની તર્જની ટીકાવી

ભૂતળપર દૃષ્ટિકરી બેઠી હતી. તેનો સૌંદર્યમય ચહેરો અ-ત્યારે નીસ્તેજ દેખાતો હતો. વદનામ્બુજ પર સર્વત્ર નીરાશા નીરાશા ને નીરાશાજ છવાઇ રહી હતી. આજના મંગળોત્સવે બાળાના હૃદયપટપર કંઇ વીપરીત અસર કીધી હોય એમ તેની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું. તરૂણબાળા ઉઠી ટીપાઇ ઉપરથી એકાદ પુસ્તક લઈ વાંચવા બેઠી. એક પછી એક એમ તમામ પૃષ્ટ ફેરવ્યાં, કિન્તુ એક પણ અ-ક્ષર વાંચ્યો નહિ. પુસ્તક પડતું મૂકયું. પલંગ પર પડી રોઇ ધ્રુસકે ધ્રુસકે રોઇ દાદર પર કોઇનો પગરવ સંભળાયો. બા-ળા સ્વસ્થ થઇ બેઠી થઈ એટલામાં તો "કેમ "મોતીગૌરી" બ્હેન" કહેતાં, એક તરૂણ બાળાએ પ્રવેશ કીધો. "સારૂ આવો "રત્નગૌરી" બ્હેન" કહેતાં, 'મોતીગૌરી" એ ઉઠી નવીન યુવ તીને બેસવા આસન આપ્યું. અને ઉભય વાર્તાલાપમાં ગુંથાયાં.

"મદનપાળ શેઠની જાન પુર દમામ સાથે પાદર આ-વી પહોંચી. ઉપરથી અનેક તરેહની ટાપટીપ કરી, "મદન-પાળે" પોતાની વૃદ્ધાવસ્થા છુપાવી, યુવાવસ્થા દર્શાવવામાં કિં-ચીત્ત પણ કચાશ રાખિ નહિ હતી. શ્વેત વાળને કાળા કરવા માટે જાણીતા "જશમાઇન" ના દુર્ગંધયુકત ખીજાબનો પણ ઉપયોગ કીધો હતો. પાઉડરથી કરચોલીયુક્ત મોંઢાને સુંદર કરવાનો મિથ્યા યત્ન કરવા પણ ચુકયા નહોતા. બેસી ગયેલાં ઉભય ડાચાંના ખાડા પુરવાને સોપારી બાંધને સોધ્યાં હતાં. પગમાં જુની ઢબનો જુતો નહિ, પણ કીટલેધરનો ચકચકીત

વીલાયતી બૂટ વાપર્યો હતો. અત્યારનો "મદનપાળ"નો સઘળો ઠાઠ નાટકમાં નહિ પણ ભવાઈમાં ભજવાતા વણીકના વેશ જેવોજ જણાતો હતો, "નગીનલાલ" તરફથી વરરાજાનું સામૈયું થયું. જાનને યોગ્ય સ્થાને ઉતારો આપવામાં આવ્યો. તત્ પશ્ચાત ન્યાતના રીવાજ મુજબની બીજી કેટલીક ક્રિયા સમાપ્ત થતાં અશ્વારૂઢ થઈ, "મદનપાળ" શેઠ ખોંખોં કરતા મોંયરાને વીપે પધાર્યા. "લોભીરામ" આદી વિપ્ર વર્ગે સમયાનુસાર ઉપરા ઉપરી શ્લોકની ધ્વનિથી મંડપને ગજાવી મૂક્યો. સમય થતાં "મોતીગૌરી"ને પણ મોંયરામાં પધરાવવામાં આવી. એક મેક હસ્ત મેળાપ થયા. ચતુર્થ મંગળ સમાપ્ત થતાં, વર કંન્યા પરણી ઉઠયાં. શુભ લગ્ન નિર્વીઘ્નથી પસાર થતાં, "નગીનલાલ"ના મળતીઆઓ પોતાના મનમાં સપ્રેમ મલકાવા લાગ્યા. ત્યારે એક તરફ સુધારાના સાથીઓ "મોતીગૌરી"ની દયા દર્શાવી "કન્યાવિક્રય"થી થતા અન્યાયને અવલોકી "નગીનલાલ"ને પોતીકા મનમાં અતીશય ધીક્કાર આપવા લાગ્યા. તમામ વિપ્ર વર્ગને પેટપૂર દક્ષણા મળી ચૂકી. છેલ્લે મંડપને વધાવી જાનને વીદાય કીધી. "મોતીગૌરી"ને પણ યોગ્ય ઉમ્મરની હોવાથી વરની સાથેજ વીદાય કરવામાં આવી થયું !

"મોતીગૌરી"એ પોતાના ઘરમાં, કહો કે હવે ભાડાના ઘરમાં પ્રવેશ કીધો! પ્રવેશ સાથે કન્યા પદ્દીને પરાસ્ત કરી, ગૃહિણીનો દુઃખદ ચાર્જ તપાસી લીધો. ઘરમાં જઇ જુએ

છે તો ચારે ખુણે ચોખ્ખું-ચંદન જોવામાં આવ્યું. કારણ કે આપણા મૂર્ખ " મદનપાળ " શેઠે સૌ વેચીને વહુ કરી હતી. " મોતીગૌરી " બિચારી મનમાં મુઝાવા લાગી. અને પોતે ઉંડા નિશ્વાસ નાખી, પોતાના બાપને અનેક પ્રકારના શ્રાપ આપવા લાગી. "મૂઓ મારો બાપ કે મને આ પાપને "પાને પાડી. પોતાનું એક પાપી પેટ પૈસેથી ભરવા ખાતર," "મને આમ દુખના દરીઆમાં હડસેલી મૂકી. પહેરવા ઓઢ-" "વાનું તો ઘેર ગયું, પરંતુ મંગળાચરણમાં મારે ખાવું શું !" 'ભલે સ્રીને ખાવા પીવાનું ન મળે, ભલે સ્રીને પહેરવા ઓ-" "ઢવાનું ન મળે, ભલે સ્રીને અડવણુ પગે વિકટ વનમાં ભ-" "ટકવું પડે, ભલે સ્રીને તડકો ટાઢ સહન કરવાં પડે, ઇત્યા-" "દી અનેક દુખદ વાદળાં સ્રીઓના શીર પર ભલે ને ઝઝુમી" "રહ્યાં હોય ! કિન્તુ એક સ્વામીના તરફનુંજ તેને સુખ હોય" "તો બસ છે. મારે તો તે પણ નથી. પ્રસંગ પડતાં નાથના" "તરફથી પણ નક્કી થયું છે. સ્વામી સુખના દરવાજા તદ્દન" "બંધ થયા છે. તો મારી યુવાવસ્થાનું રક્ષણ મારે શી રીતે" "કરવું ? તારૂ સત્યાનાશ જાયરે પાપી પિતા ! તને આમ" "મડદે મીંઢળ બાંધતાં મારી જરા પણ દયા ન આવી ! પ્રભુ" "તારો ભીખ માંગતાં પણ છૂટકો ન કરો ! અને અંતે રૈ રૈ" "કહેવાતા નર્કમાં પડો, એજ મારી આફત વેળાની આશિષ" "છે." વાંચક ! આપણે પણ " મોતીગૌરી "ના દુઃખમાં ભાગ" "લઇ ભેગાં ભેગી કહો કે તથાસ્તુ !"

અત્રે "મોતીગૌરી"ના આવ્યા બાદ કેટલોક સમય વ્યતિત થાય છે. "મદનપાળ" શેઠ પોતાની વૃદ્ધાવસ્થા, તેમ દમ અને ક્ષયના આજારથી કંઈ પણ કાર્ય કરી શકતો નહોતો. તેતો માત્ર ખાટલાનુંજ સેવન કરી રહ્યો હતો. કિન્તુ આપણી "મોતીગૌરી" પોતાની માતા "નીર્મળા" પાસેથા ભરતકામ, ગુંથણકામ, શીવણકામ ઈત્યાદી કેટલુંક શીખી હતી, જેથી તે વડે તથા વખતે દયણાં પાણી કરીને પણ, પોતાનું તેમ વૃદ્ધ પતિનું પેટ ભરતી હતી.

દિનપર દિન "મદનપાળ"ને લાગુ પડેલો દમ અને ક્ષયનો વ્યાધી ધીરે ધીરે વધવા લાગ્યો. અને તે એટલો બધો તો વધી ગયો કે, તેનું બોલવાનું પણ બંધ થયું. કહો કે તેની છેલ્લી ઘડીઓ ગણાવા લાગી. તેનાં સગાં સંબંધી તથા મિત્રમંડળને તેની ખબર થતાં ઉપરા ઉપરી જોવા આવવા લાગ્યાં. નેટીવ ડોકટરને બોલાવવામાં આવ્યો. ડોકટરે આવી તેની નાડી તપાસી, તપાસીને ઔષધ આપ્યું, આપીને જરાક પોતાનું મસ્તક હલાવતા ફી લઇ વિદાય થયા.

ડોકટરને આમ મસ્તક હલાવતા જોઇ બધાંના મનને ખાત્રી થઇ કે, હવે "મદનપાળ" શેઠ બચવા બહુ મુશ્કેલ છે. બચીને તે શું દળદર કુંકવાના હતા! પરંતુ બીચારી નવયૌવના "મોતીગૌરી"ના સામું નિહાળી સર્વે દિલગીર થવા લાગ્યાં એટલામાંતો એક, બેને ત્રણ હેડકી આવતાં "મદન-

પાળે" પોતાની આંખ પલટી, અને તેનો પ્યારો પ્રાણુ આ ફાની દુનીઆનો હંમેશને માટે ત્યાગ કરી, ન્યાયી પ્રભુના પવિત્ર ચરણુમાં પંચભૂતથી ભિન્ન થઈ, ન્યાય આપવા લજ્જીતવદને ખડો થયો. પત્યું !

પત્યું શું રડારોળનો કલાહોલ ! "મોતીગૌરી" માથું કુટવા લાગી. માથાના વાળ ટુંપવા લાગી. અને પોકળ સાદે રૂદન કરતાં પોતીકા લલાટપટમાં હાથ પછાડી છાતી કુટવા લાગી. સકળ મંડળે તેને આશ્વાસન આપી તેમ કરતાં અટકાવી. હવે "મદનપાળ"ના શબને સ્મશાનભૂમિ સુધી પહોંચાડવાને જોઇતા સાહિત્યના દામ ઘરમાં નહિ હોવાથી, પુરૂષ વર્ગ એક બીજા સાથે વિચાર કરવા લાગ્યો. એક ઉદાર ગૃહસ્થે તે આપવાની હા પાડી, એટલે જોઈતું સાહિત્ય લાવી, "મદનપાળ" ના શબને અવલ મજલ લઇ જવામાં આવ્યું. અને ત્યાં તેમને ખાલી હાથે પુંકી દીધા.

પાઠક ! તારી નજરે તેં જોયું ! પોતાની ઉતરાવસ્થા પ્રાપ્ત થયા છતાં, કામની બુરી લાલસાએ "મદનપાળ" શેઠ ઘરનું ઘંઘોલીયું કરી પાંચ હજાર આપી પરણ્યા. તો તેમને અવસાન કાળમાં ખાંપણ પણ ન મળ્યું. અને પૂણ્ય-દાન કીધા સિવાય છેકજ ખાલી હાથે ગયા. ગયા તો ગયા પણ બીચારી પારકી પૂત્ર "મોતીગૌરી"નું ઘર ઘાલી, મતલબ કે તેનું ભવિષ્ય બગાડી, તેને દુખના કૂપમાં ધરતા ગયા. અને

પોતે આ દુનીઆના શ્રાપીત થયા. જો તેટલાજ વસુ તેણે પોતાની હયાતીમાં, વટેમાર્ગુના આરામાર્થે ધર્મશાળા બાંધવામાં, દર્દી માણસોનાં દર્દ નિવાર્ણાર્થે દવાખાનામાં, અનાથ વિદ્યાર્થીઓને કેળવણી આપવામાં, આંધળાં, લુલાં, રક્તપિત્તીયાંને આશ્રય મળતા અનાથાશ્રમમાં, ઇત્યાદિ હરકોઇ પરમાર્થના કાર્યમાં વાપર્યા હતે. તો તેનું આ દુનીઆમાં અમર નામ થઇ જતે. અને અંતે તે પરમ પુરૂષના અક્ષર ધામનું અનંત સુખ ભોગવવા ભાગ્યશાળી થતે. કિન્તુ લક્ષ્મીનો સદુપયોગ કરવો એ મહા મુશ્કેલ છે.

પૂર્વાવસ્થા વીત્યા છતાં તારૂણીની તૃષ્ણાથી "મદનપાળ"ની માફક, પરણીને પારકી પૂત્રિને ફાંગડે મારનાર ફાતડાને ધિક્કાર છે, તો વાંચનાર ! મારી તને સલ્લાહ છે કે, તું એવું નિંદીત કાર્ય કરીશમાં? નહિ તો પછી તારી પણ તેજ દશા !

પછીથી સર્વ કોઇ સ્નાનથી પરવારી ઓ.......ઓહ ઓ...........ઓહનો મિથ્યાધ્વની પોકારતા, " મદનપાળ"ના આંગણા આગળ આવી બેઠા. એટલે રીવાજ મુજબ નાપિકે આવી તમામની હસ્તસ્થલીમાં પાણી આપ્યું. પાણીનો કોગળો કરી જરાક આંખે અડકાડી સર્વે ઉઠયા. અને પોતપોતાના ગ્રહ તરફ રવાના થયા. આણીકોર સ્ત્રીમંડળ પણ રોવા કુટવાના દુષ્ટ રીવાજને આવકાર આપી, એક પછી એક વેરાવા લાગ્યું.

મીણુનો પણુ માટી ! પોતાનો સોભાગ્ય રક્ષક કાળાધીન થતાં, " મોતીગૌરી " બીચારી ભરયુવામાં વૈધવ્યદશાને પ્રાપ્ત થઇ. દશા સુધી સગાં સબંધી તથા મિત્રમંડળ જ્ઞાતિના રીવાજ પ્રમાણે દીલાસા અર્થે સુવા માટે આવ્યાં. હવે તે નિરાધાર એકલી પડી. વસુવિના વલ્લભનાં દિવસ પાણી પણ રઝળી ગયાં. " મોતીગૌરી " રડી કકળીને થાકી. અને અંતે ખીલ્યું તે ખરવાનું, ફુલ્યું તે કરમાવાનું, ઉગ્યું તે અથમાવાનું, ચઢયું તે પડવાનું, ભર્યું તે ઠલવાવાનું, સળગ્યું તે ઓલવાવાનું, જન્મ્યું તે મરવાનું, ને પરણ્યું તે રાંડવાનું. એમ પોતે અનેક પ્રકારના સદ્વિચારથી. પોતાના મનનું સમાધાન કરી, રમાપતિને રદયમાં રાખી, દૃઢતાને દીલમાં દાખી, નાસાગ્ર દૃષ્ટિ નાખી, શીયળને સાચવી રાખી, સતસંગનો સ્વાદ ચાખી, વૈરાગ્યની ફાકી ફાકી, દિનતા યુક્ત ભાષણ ભાખી, દુઃખમાં દિવસ પસાર કરવા લાગી. અસ્તુ !

---

## સપ્તમ્—પરિચ્છેદ

### કુલટાની કપટજાળ.

#### દોહરા.

દુષ્ટ દુરાચારી જનો, કાઢીને કુપ્રસંગ;
આપ સમા કરવા મથે, પૂરી રમુજી રંગ. ૧



ઉનાળાનો દિવસ છે. મધ્યાનકાળ થઇ ગયો છે. તાપ તો કહે મારૂં કામ! આવા કડકડતા તાપમાં કહેતાં ઘણી દીલગીરી ઉપજે છે કે, કેટલાક શ્રીમંત કહેવાતા શેઠ શાહુકારની સ્ત્રીઓ, તથા કન્યાઓ પણ છાણુ મેળવવાની આશાએ, ગામબહાર નીર્જન સ્થળમાં ભટકી રહી છે. તેમને કદાચ કોઈ છોડીઓને નિશાળે મોકલવાનું કહે છે તો તુરતજ તેઓ અક્કલના આંધળા, મૂર્ખના શીરોમણી પોતીકા મૂખદ્વારે એવો આક્ષેપ મૂકે છે કે, છોડીઓને, ભણાવવાથી તો તેઓ દુષીત આચારવાળી થાય છે. તેઓનું વર્તન સારૂં હોતું નથી. તો

તેના પ્રત્યુત્તરમાં જણાવવાનું કે, તમારી પ્યારી પુત્રિઓ ગામ બહાર છાણુ મેળવવા અહીંતહીં છેક ભીખારી હાલત દર્શાવતી ભટકે, અને ત્યાં ગોવાળના મૂખદ્વારે અતી બિભત્સ ગાળો શ્રવણ્ કરે, અને વિપ્રીત અવસ્થાએ રહે તેમાં તમે તમારી આબરૂ સમજો છો કેમ ?

ધીક્કાર છે તમારી એવી શ્રીમંતાઇને ? જે છાણું એક દોઢીઆનાં બાર મળે છે. એવા નજીવી કિંમતના છાણુ માટે, પોતે પોતાની પ્યારી પૂત્રીઓને છાણુ લેવા મોકલી, આબરૂમાં આગ ઉઠાડો છો ! અને કન્યાઓને નિશાળે મોકલતાં ટાઢીઓ તાવ ચઢેછે !

કોણુ કહે છે કે વિદ્યા કલંકીત છે ? માબાપની ફરજ છે કે છોડીઓનું સંરક્ષણુ કરવું, હંમેશાં સારી સોબતમાં રાખવી, અતિશય લાડ લડાવવાં નહિ. સ્વતંત્રતા કદી આપવી નહિ, પોતીકો દાબ રાખવો, કાર્ય સિવાય ગૃહ બહાર પગ મુકવા દેવો નહિ, એકાંત સ્થળનું સેવન કરવા દેવું નહિ, એકલાં કદી પણુ કેથે જવા દેવી નહિ. કોઇ પણુ પુરૂષ સાથે પ્રસંગ પડવા દેવો નહિ, ઇત્યાદી આ તમામ તમારી ફરજ તમે અદા કરો છો કેમ ?

ના ! ના ! એમાંનું કંઇજ નહિ. છેકજ બે પરવાઇ. તમારે તો રોજ ઉઠયા કે લાડી, વાડી ને ગાડીથી શહેર બહાર સહેલ કરવા જવું છે ! અને બીચારી ગરીબ ગાય

જેવી પૂત્રિઓને પશુ સમાન સ્થિતિમાં રાખી, અંતે લાકડે માંકડુ વળગાડી ભારતિ દેવીને કલંકીત કરવી છે!

કિન્તુ હાથમાં પકડેલું હથિઆર, તે પોતાના જાન માલનું રક્ષણુ કરવાને માટેજ છે. પેટમાં ભોકવા માટે નહિ. છતાં પોતે પોતાના પેટમાં ભોકે તો તેમાં હથિઆરનો શો દોષ! તેમ વિદ્યાએ આ સંસારમાં પોતાનું સંરક્ષણુ કરનાર એક ઉમદા ખડ્ગ છે. છતાં તેનો સદુપયોગ ન કરતાં, કોઈ તેનો અવળે પંથે વ્યય કરે તો તેમાં વિદ્યાનો શો દોષ? જરાતો વિચાર કરો! વિદ્વર્ય ભર્તુહરી કહે છે કે—

सार्दुलविक्रिडित्

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्न गुप्तं धनं
विद्या भोगकरी यशः सुखकरी विद्या गुरूणां गुरु ॥
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतं
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥

વિદ્યાજ મનુષ્યને મોટું રૂપ છે, અતિ ગુપ્ત ધન છે, વિદ્યા ભોગ આપનારી છે, કીર્તિ અને આનંદ આપનારી છે, વિદ્યા ગુરૂની પણુ ગુરૂ છે, વિદ્યાજ પરદેશમાં ભાઇની પેઠે હિત કરનારી છે, પરમ દૈવત પણુ વિદ્યાજ છે, રાજાઓ પણુ વિદ્યાનીજ પૂજા કરે છે, પણુ ધનની પૂજા કરતા નથી, માટે વિદ્યા રહિત પુરૂષ પશુજ છે. સ્મૃતિમાં હશે કે.

उपजातिवृत्त.

न चौर चौर्यं नृप तेर साध्यं नभ्रातृ भागं न करोति भारम् ॥
व्ययी कृते वर्धत एव नित्यं विद्या धनं सर्व धनः प्रधानम् ॥

( भोजप्रबंध )

વિદ્યાને ચોર ચોરી શકતા નથી, નૃપતિ લુંટી શકતા નથી, ભાઇઓ ભાગ પડાવી શકતા નથી, તેમ ભાર પણ લાગતો નથી, વાપરતાં હંમેશાં તે વધે છે. જેથી વિદ્યારૂપી ધન સર્વ ધનમાં શ્રેષ્ટ છે.

આ દુનીઆમાં વિદ્યા વગરનાં પુરૂષ અને સ્ત્રી તે બધાં પૂછડા વિનાનાં પશુજ છે. તો પછી પુત્રિને પશુ સમાન સ્થિતીમાં રાખવાવાળા, તમને તો મારે ઉપમાજ શી આપવી. ખરે !

आर्या.

अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः ॥
ज्ञान लव दुर्विदग्धं ब्रह्मापि नरं न रञ्जयति ॥

આ લોકમાં અજ્ઞ ( કાંઇ પણ ન જાણનાર ) સુજ્ઞ ( સારી રીતે જાણનાર ) અને અલ્પજ્ઞ ( થોડું જાણનાર ) એ રીતે ત્રણ પ્રકારના મનુષ્યોછે. તેમાં અજ્ઞ મનુષ્ય સુખથી વશ થાયછે, સુજ્ઞ મનુષ્ય બીલકુલ પ્રયાસ વિના વશ થાય છે, પરંતુ અલ્પજ્ઞને તો ચાર મુખવાળા બ્રહ્મા પણ વશ કરી શકતા નથી.

**सार्दुलविक्रीडित.**

शक्यो वारयितुं जले न हुतभुक् छत्रेण सूर्यातपो
नागेन्द्रो निशिताङ्कुशेन समदो दण्डेन गोगर्दभौ ॥
व्याधिर्भेषज सङ्ग्रहैश्च विविधैर्मन्त्र प्रयोगैर्विषं
सर्वं स्यौषधमस्ति शास्त्रविहितं मूर्खस्यना स्त्यौषधम् ॥

જલથી અગ્નિનું નિવારણ થઈ શકેછે, છત્રથી તડકાનું નિવારણ થઈ શકેછે, તીક્ષ્ણ અંકુશવડે મદોન્મત હાથીને નિયમમાં રાખી શકાયછે, દંડવડે ગાય અને ગધેડાનું નિવારણ થઇ શકેછે, ઔષધના સેવનથી રોગનું નિવારણ થઈ શકેછે, નાના પ્રકારના મંત્ર પ્રયોગથી વિષનું નિવારણ થઈ શકેછે, એવી રીતે શાસ્ત્રોમાં સઘળાના ઉપાયો કહેલાછે. પરંતુ મૂર્ખપણાની નિવૃત્તિનો એકે ઉપાય કહેલો નથી.

( भर्तृहरी )

માટે જરા અક્કલને પાસે આવવા દો! ડોળા કાઢી ન ડરાવો! ભણવાથી છોડીઓ દુરાચરણી થાય છે, એવી તમારી ખોટી મમત્વને મૂકી દો! કારણ કે ખરી કેળવણી પામી કોઇ ખોટે રસ્તે ગયુંજ નથી. અને જશે પણ નહિ. ભણેલી સ્ત્રીઓમાં જો કોઈ વાર કોઇ દુરાચાર તમને જણાતો હોય, તો તે તેમને અપુર્ણ કેળવણી આપી સારી સમજદાર નહિ કરવાને લીધેજ છે. તેની સાબીતીમાં કવિ "સેકસપી-

અર" જણાવે છે કે Little Knowledge is a dangerous thing (લીટલ નોલેજ ઇઝ આ ડેનજરસ થીંગ) થોડું જ્ઞાન એ ભયંકર વસ્તુ છે. (અલ્પજ્ઞાન અતિહાણુ) માટે તેમને અપૂર્ણ અને એક દેશીય કેળવણી આપવાને બદલે, તેમની બુદ્ધી પ્રફુલીત થાય તેવી સારીરિક, નૈતિક, વ્યવ્હારિક અને ધાર્મીકાદિ સમ્પુર્ણ અને સર્વાંગ કેળવણી આપો.

જો કંઇ પણ દોષ ભણેલી સ્ત્રીઓમાં જણાતો હોય, તો તે આવી અપુર્ણ કેળવણીનોજ છે. માટે જે અંગમાં ન્યુનતા હોય, તે પૂરી પાડવી. કિન્તુ માત્ર કેળવણીને નીંદવાથી ઇચ્છીત લાભ પ્રાપ્ત કરી શકાશે નહિ. હું આ સાથે એમ પણ પૂછવાને હિમ્મત ધરાવું છું કે, શું અભણ સ્ત્રીઓમાં દુરાચાર દેખવામાં આવતો નથી? જો આવે છે તો પછી વગર વિચારે કેળવણીને શા સારૂ દુષીત ઠરાવો છો?

કેળવણી તેમને અપવિત્ર બનવાનું શીખવતીજ નથી. વાંક માત્ર પાત્રનો છે. તો તે ઉપરથી સ્ત્રીઓને કેળવણી નહિજ આપવી, એવી તમારી મતીલી મતિને મૂકી દો! અને બીચારી દીકરીઓનો ભવ બાળી દુશ્મનની ગરજ ન સારો!

આગળ ઉપર ગાર્ગી, સીતા, દ્રૌપદી, દમયંતી, સાવિત્રી, શકુન્તલા ઇત્યાદી સ્ત્રીઓ ભણેલીજ હતી. તો તેમણે શું નિતિને નેવે મૂકી હતી? ના! ના!! પ્રાણાન્તે નહિ. તેમણે તો મહા સંકટ સહી પોતાના પતિવૃત વડે, ઉભય

કુળ અજવાળી પોતાનું તેમ પતિનું નામ અમર કીધું છે. અને અદ્યાપી પણ તેઓનું સતી તરીકે પ્રભાતના પહોરમાં પાપ નિવાર્ણાર્થે નામ જપાય છે. તો પછી વિદ્યાને માથે આમ આળપંપાળ આળ મુકતાં જરા લાજ લાવો લાજ !

અરે ! આતો તાપના અતી ઉકળાટથી ઉવાટે પ્રયાણ કરી મૂળ વિષયને વિસ્મૃત કીધો. કિન્તુ સજ્ઞુર ! વાંચક ! ગભરાઇંશ નહિ, અને મને દોષ પાત્ર લેખીશમાં ? મારો એ ઉવાટ પણ કેટલેક અંશે સુવાટને સુચવનાર છે. ચાલો હવે આપણે આપણા મુળ વિષય તરફ વળીએ.

ગ્રીષ્મ રૂતુના આવા સપ્ત તાપમાં પણ કેટલીક સ્રી-ઓ, છાણ નીમિત્તે ગામ બહાર ભટકી રહી છે. તો કેટ-લીક સ્રીઓ. પોતાના પતિ કોઈ કાર્ય પ્રસંગે ગૃહ બહાર પ્રયાણ કરતાં, પરાયા ઓટલા પર બેસી પગ ઉપર પગ ચઢાવી, ગપગોળા કાંણ્ડ ચલાવી રહી છે. કેટલીક પોતાના પતિ તેમ સાસુ શ્વસુરનાં ગુપ્ત છીદ્ર રોશન કરી, પોતાનું ડહાપણ દર્શાવતી દૃષ્ટિએ પડે છે. તો કેટલીક પોતાને પટા-ભુષણની પડતી તંગી સબંધી બણગાં પુંકી રહીછે. કેટલીક પોતાને પૂત્ર પ્રાપ્ત નહિ હોવાનાં રોદણાં રડી રહી છે તો કેટલીક પોતે મર્મ ભરેલી વાતો કરી, મનમાં અતિ મગ્ન થતી સામસામી તાલી આપી, હાષ્યવિનોદ કરતી દૃશ્ય થાય છે. કેટલીક પોતાના પતિની નિર્ધનાવસ્થાને લઇ તેને ગાળી-

પ્રદાન આપી રહી છે. તો કેટલીક પોતાની પૂત્રિને રાંડ શં-ખણી, રાંડ ભંગડી, ઓ કાગડી, ઓ કુતરી, ઓ ગધેડી, રાંડ છીનાળ, રાંડ નમારમુંહી, ઓ વ્હાલાં મુઈ જરા આમ ટળ મારા હાથ લગી, તારી પીટણી પાડુ ગામનીમા, આ તારો હણીજે તો ઘોડીઆમાંએ રડતો રહેતો નથી ને કયાં ભૂતડીની પેઠે મોટી ખુંટડી જેવી થઇ તોએ ભટકતી ફરે છે! ઈત્યાદી અનેક ઉમદા વિશેષણોથી બૂમ મારતી શ્રવણ થાય છે. કેટલીક પોતાના પૂત્રને મારા રડયા, મારા પીટયા, ઓ અભાગીયા, ઓ નખોદીયા, ઓ મોકેણીઆ, તારૂં માથું વઢાય જરા ઘરમાં બેસ, અને આ તારી માને હીંચકો નાખ, કે રાંડ જરા રડતી રહે. હું તો એનાથી થાકી. ઇત્યાદી કર્ણ કટુ શબ્દથી વાઘની પેઠે ઘુઘવી રહી છે, ત્યારે આણીકોર "નિર્મળા" જેવી સૂમાતાના હાથ તળે કેળવાએલી આપણી આ "મોતીગૌરી", પોતીકા ઉદર નિમિત્ત કોઇ વેપારી વર્ગ-ની મૂખમલની ટોપીઓ સાચી ઝીક વડે, એક ચિત્તથી ભરવામાં નિમગ્ન બની છે, અને પોતીકા મૂખ દ્વારે મનને રંજન કરે એવાં સુંદર ઘોળ ગાઇ રહીછે, જેમાંનું એક આ પ્રમાણે હતું.

"*નીત્ય નીરંજન નામ સમરીએ"
"તો ભવસાગર તરીએ જોને"

---

* "હરિનો મારગ છે શુરાનો" એ રાગમાં ગવાય છે,
"ચંદ્રમણી."

"પર નીંદા કરવી પરહરીએ"
"પર નરથી દીલ ડરીએ જોને"
"શીળવૃતથી સરીએ જરીએતો"
"નકી નરકે સંચરીએ જોને"
"નીચી નજર નાખીને ફરીએ"
"હરીથી ડરી ડગ ભરીએ જોને"
"સાત્વીક કરમોને ન વીસરીએ"
"પ્રભુ સમરપણુ કરીએ જોને"
"આશ આણું તેમાં નવ ધરીએ"
"તો ભવ દવથી ઉગરીએ જોને"
"સંત સમાગમમાં જઇ ઠરીએ"
"નીચશું નેહ ન ધરીએ જોને"
"" ચંદ્રમણી" કે' મણિ મુકીને"
"પત્થર ગ્રહી શું કરીએ જોને"

* * * * *

એટલામાં એક તેની નજીકમાં રહેનારી "રત્નગૌરી" નામે પચીસેક વર્ષની વિધવા બાઇએ આવી તેના ગૃહમાં પ્રવેશ કીધો. "કેમ "મોતીગૌરી" બ્હેન! શું કરવા માંડયું?" "રત્નગૌરી" બોલી."

વાંચક! આ "રત્નગૌરી" એ પોતીકા શીળવૃતરૂપી રત્નને જતન કરી જાળવેલું નથી કિન્તુ રાખમાંજ રોળ્યું છે. તે તને આ ઉભય વચ્ચેની થતી વાતચીતપરથી વિદિત થશે.

"આવો "રત્નગૌરી" બ્હેન ! બેસો. બીજું શું કર-" 'વાનુંછે. પ્રભુએ આપેલો આ પેટનો ખાડોજ પુરવાનું તો!" 'કેમ કંઇ ઘણા દિવસે આજ દર્શન !" એમ કહી "મો-"તીગૌરી" એ બેસવાને આસન આપ્યું.

"શું કરીએ બ્હેન ! તમે કંઇ નવરાંછો ! જ્યારે જો-" "ઇએ ત્યારે કામમાં ને કામમાંજ. અને તમને મળ્યા સિ-" "વાય તો ચાલ્યુંજ નહિ. તમારી ઘણીએ રાહ જોઇ પરંતુ" "આવોજ શેનાં ! તમારાં દર્શન તો દેવને પણ દુર્લભ !" "એટલે થાકીને હુંજ આવી. અમે તો નવરાંજ છે કને !" હાથનો લ્હેંકો કરતી "રત્નગૌરી" ઉચરી.

"બ્હેન ! મારાથી તમને નવરાં કેમ કહેવાય ! આવ્યાં" "તો મારા માથાપર. મોટી મહેરબાની કરી. ગરીબનું ઘર" 'પાવન કીધું. લ્યો આ પાન ને બનાવો." "મોતીગૌરી" વિનયથી વદી.

"પાન બનાવીને શું કામછે ? તમારે તે કયાં ખાવુંછે" "જે ! તમારે તો એક અનાજ સિવાય અન્યની આખડી !" "બળ્યું છેક આવું તે શું રાખોછો ! પાન ખાવામાં શું હર-" "કતછે ! લ્યો એક તમારૂં પણ બનાવું મારા સમ ! આજ" 'તો ઘણા દિવસે માન રાખવુંજ પડશે ! એમ કહી પાન" "બનાવી આપવા માટે કર લાંબો કીધો" "રત્નગૌરી" એ પ્રપંચની જાળ પાથરવા માંડી.

"બ્હેન ! આમ અત્યાગ્રહ કરો માં ! હું પાન ખાતીજ"
"નથી. કિન્તુ મારા માટે તમે તસ્દી લઇ બનાવ્યું, તેત-"
"ત્સંબંધે હું આપની આભારીછું. અને આપવા કાજે કર"
"લંબાવ્યો. એ પાન ખાધા બરાબરજછે. માટે તમેજ આ"
"રોગો." "મોતીગૌરી" એ માન પૂર્વક કહ્યું.

"એમ તે કોઈ દિવસ બને ! મારા સોગન પાળી મારૂં"
"માન નહિ રાખો ! રાખવુંજ પડશે. અને પાન ખાવું જ"
"પડશે. આ કર પાછો નહિ ફરે." "રત્નગૌરી" એ ભાર
મૂકી કહ્યું.

"માફ કરો બ્હેન ! આમ દુરાગ્રહ કરી મારૂં માથું પ-
'કવો માં ! તમને સમજુને શું કહેવું પડે ! સ્ત્રીઓએ જે"
"પાન ખાઈ મૂખને રક્ત કરવું, માથામાં મોગરેલ નાંખી"
"હીંગળોકથી સેંથો પુરવો, મધ્ય ભાગે મૌતિકની લટ બાંધી"
"શીવજીની જટામાંથી શ્વેતવરણાં જાણે ગંગાજી ગતી કરતાં"
"ન હોય ! એવો દેખાવ આપવો, અંબોડાને સુગંધયુક્ત"
"પૂષ્પની કળીઓના ગજરાવડે શણગારવો, કપાળમાં કુમ-"
"કુમનો ચાંદલો કરવો, નેત્રમાં કાજળનું અંજન કરવું, ના-"
"શીકાએ કાંટો કે નથ પહેરવી, દંતને મજીઠવડે રંગી સુ-"
"શોભિત કરવા, પોતીકા આંગને અતિ ઉમદા વસ્ત્રો તથા"
"અવનવા અલંકારોથી વિભૂષીત કરવું, એ સઘળું શાને"
"માટે ? પોતાના પતિની હયાતીમાં પતિ પ્રેમ મેળવવાને"

"માટેજ ! રસીક વરને રાજી રાખવા માટેજ ! ચતુરનું ચિત્ત"
"હરવા માટેજ ! વલ્લભને વ્હાલાં લાગવા માટેજ ! કંથને"
"કામણુ કરવા માટેજ ! વરરાયને વશ વર્તાવવા માટેજ !"
"અને છેવટે પ્રાણેશની નિર્મળ પ્રીતિનું પાન કરવા માટેજ !"

"તો પછી વ્હેન ! તમે પોતેજ કહો કે મારે મારા"
"સૌભાગ્ય રક્ષક પરલોકવાશી થતાં, આવી વૈધવ્ય દશામ"
"પાન ખાવું કેમ પાલવે ! શું એ વિધવાનો ધર્મ છે ? કદી"
"નહિ. પાન તો શું ! પણ આપણામાં મનાતાં તિર્થસ્થળોમાં"
"પણ જવાને હું દુરસ્ત ધારતી નથી." કારણ કે—

"*નાશાગ્ર દૃષ્ટિ ધારીને વિમોહ વૃત્તિ મારીને,"
"પૃથ્વી પથારી ઢાળીને રસયુક્ત ભોજન ટાળીને;"
"વાણી વિલાસી વાળીને અંતર ધર્યા શ્રીરંગછે,"
"વસુધા વિષે વિધવા સ્ત્રીને એ ઘેર બેઠાં ગંગ છે."
'અતિ હાસ્ય આદત ટાળવી કાજળથી અક્ષી ન સારવી,"
"નવ પાન પટ્ટી ચાવવી વાતે ન નેણુ નચાવવી;"
"વૃંદાથી દેહ દીપાવવી ગણી અંગ રંગ પતંગ છે,"
"વસુધા વિષે વિધવા સ્ત્રીને એ ઘેર બેઠાં ગંગ છે.'
"નર કોઇથી કદીએ નહિ કરવી ઘટે એકાન્તરે,"
"રાત્રી પડે ગણવાં ન ઘર વાણી વદે વેદાન્તરે;"
"ગાવું ન ગાણું અન્ય ગાવા એક જેહ અભંગ છે,"

---

* હરિગીતની લયમાં ગવાયછે. "ચંદ્રમણી"

"વસુધા વિષે વિધવા સ્રીને એ ઘેર બેઠાં ગંગ છે."
"નિત ધર્મ ગ્રંથો વાંચવા ભણી ભારતિ જે બેંમછે,"
"વિદ્યા વિહીન વનિતાએ સુંણત્રા એ અનુભવિ કેંણુછે;"
"માળા અજંપા જાપની એ વીણુ અન્ય ઉટંગ છે,"
"વસુધા વિષે વિધવા સ્રીને એ ઘેર બેઠાં ગંગ છે."

( સ્વરચિત )

* * * * * * * *

"આથી તમો બ્હેન સમજ્યાં હશો કે, આપણુ વિ-"
"ધવા સ્રીએ તો, તમામ અત્રનવાં વસ્રાભૂષણુ તજી દઇ,"
"અરે ! એટલુંજ નહિ પણુ મિષ્ટાન્નાદિ ભોજનનો ત્યાગ'
કરી, હમેશાં પૃથ્વીપર શયન કરવું. અને ફક્ત શરીરપર"
"શ્વેત વસ્ર ધારણુ કરી, સર્વનું કલ્યાણુ કર્તા એક ઇશ્વ-"
"રનુંજ ધ્યાન ધરવું ઘટેછે. માટે બ્હેન ! અત્યાગ્રહ કરી"
"મારૂ અંતઃકરણુ દુખાવો માં. હું પાન ખાનાર નથી. એ"
"પાન તમેજ આરોગો." એટલું કહેતામાં " મોતીગૌરી " નું
હૈયું ભરાઇ આવ્યું. અને તેનાં ઉભય નેત્રોમાંથી વહુન
થતાં અશ્રુ દડ દડ દડ પૃથ્વીપર પડવા લાગ્યાં.

"બ્હેન આ શું ! તમે આપ ઓછું આણુશો માં !"
"મારી ભૂલ થઈ. હું નહોતી ધારતી કે તમે પાન નહિજ"
"ખાઓ હશે, મને કંઇ તે બાબતમાં રીસ નથી. હું પણુ"
"તમારીજ દશાને પ્રાપ્ત થઇછું. કિન્તુ આમ છેકજ દુઃખમાં"
"દિવસ તે કેમ કઢાય ? નહિ સારૂ પહેરવાનું, નહિ સારૂ"

ઓઢવાનું, નહિ સારૂ ખાવાનું, નહિ કંઇ જવાનું, અને"
"વળી પૃથ્વીપર પોઢવાનું એતે સઘળું કેમ ખમાય? ભ-"
"લેને કદી ખમીએ કિન્તુ ગયું તે ફરી આવે છે શું? બ-
"ગડયું તે ફરી સુધરે છે શું? કરમાયું તે ફરી ખીલેછે શું?"
"થયું તે મિથ્યા થાયછે શું? કદાપી નહિ. માટે બ્હેન!"
"હિંમતને હારો નહિ. આ સંસારમાં આવીને આપણે શું"
"સુખ દીઠું? મુઆ એ પિતા ને મુઆ એ પરણુતા. આ-"
"પણુને તો હજી હમણુંજ ખરી જુવાની પ્રાપ્ત થાયછે. અને"
"સંસારમાં સ્વર્ગીય સુખનો લ્હાવો, તે આ જુવાનીમાંજ"
"લઈ શકાયછે. લોકો કહેછે કે વિધવા સ્ત્રીઓ વધુ જીવેછે"
"તો પછી આપણે તે આ વિરહ વ્યથા કયાં સુધી વેઠવી!"

"બ્હેન! વાઘને વીંધવો ને જુવાની જાળવવી એ મહા"
"મુશ્કેલછે. અને ઉતર્યાં જોબન ફરી આવતાં નથી, તો"
"પછી ઉતરાવસ્થામાં આપણો ભાવ કોણ પૂછે? માટે પ્ર
"થમથીજ આપણે આપણું સુઝતું કાં ન કરવું? પતિ મુઆ"
"તો પાપ ગયું! દુનીઆમાં શોખીન પુરૂષોની કયાં ખોટ"
"છે? એકાદ પસંદ કરી લીધો એટલે થયું! ખાઈ પીને"
"મોજ કરો. શા માટે આંખપર પાટા બાંધીને આટલું દુઃખ"
"ખમવું જોઇએ! જુવાની તો આજ છે ને કાલે નથી. માટે"
"સંસારમાં આવી જે સુખ ભોગવ્યું તે ખરૂં! શું કામ"
"આવો આંખ જાય એવો ધંધો કરવો પડે? જતે દહાડે"
"એક સરખી મહેનત કંઈ થયાં કરેછે! તો પછી ઘડપ-"

"ણુમાં આપણું ટોગુ બેઙ્લી ! માટે પ્રથમથીજ આપણે સુખ"
"પ્રાપ્તિનાં સાધન કાં ન સોધવાં ! જુઓની પેલી કમળા !"
"આપણીજ દશામાં, કેવું સુખ ભોગવેછે !"

"હું પણ પ્રથમ તો તમારી માફકજ ટેક રાખીને"
"રહી હતી. પરંતુ વિરહની વિકટ વેદના શહન ન થઇ"
"શકવાથી, આખરે મારે આ માર્ગનું શરણુ લેવું પડયું !"
"જેથી આજે અત્યંત સુખી છું. અને દુઃખ એ શી વસ્તુ"
"છે. તેની કલ્પના સરખી મારા મગજમાં આવવા પામી"
"નથી. તો મારી એ મરજી છે કે, તમે પણ એજ પંથને"
"પસંદ કરો ! અને જીંદગીભર અખંડ સુખના ઝરામાં"
"તર્યા કરો, ડરો છો શા માટે !"

"વળી તમારે તો સુલ્લભ છે કે "મદનપાળ" શેઠે જે"
"તમારી સાથે લગ્ન કીધું. તે તેમના પરમપ્રિય મિત્ર"
"રશીકલાલ" ની સમતીથીજ કીધું હતું. પૈસા પણ તેમ"
"ણેજ આપ્યા હતા. આ ઘર પણ તેમને ત્યાં વેચાણ છે."
"તો પછી "રશીકલાલ" તમારે ત્યાં નિત્ય આવે તદ્યપી"
"લેશ માત્ર કોઇને પણ શંકા આવનાર નથી. વયમાં પણ"
"તમારા કરતાં બે ત્રણ વર્ષે મોટા છે. રૂપરૂપનો અંબાર"
"છે. શોખીન પણ તેવા છે. લક્ષ્મિદેવી જેને પ્રસન્ન છે."
જો તમે તેમની સાથે સ્નેહ સાંધો, તો પછી આ દુનીઆમાં"
"તમારા જેવું ભાગ્યશાળી કોણુ ? જાણે બીજું કામદેવને"
"રતિનું જોડુંજ તો !"

વાંચનાર ! જોયા આ "મદનપાળ" ના પરમપ્રિય મિત્ર ! દિલોજાન દોસ્ત ! સંકટના સાથી ! આધુનીક સમયમાં આવા, મિત્ર નહિ પણ મિત્રના પવિત્ર નામને કલંકીત કરનાર નીચ મહિષાસુરો, જ્યાં ને ત્યાં સ્થળે સ્થળે દૃશ્યમાન થાય છે. તો મારી તને અભ્યર્થના છે કે, તું એવા મોંઢેથી મીઠું મીઠું બોલી ફોલી ખાઇ ફના કરનાર, દુર્બુદ્ધિ-સ્વાર્થી કામાંધ મિત્રોથી સદા સર્વથા સાવધ રહેજે. અને સ્નેહ સાંધે તો આવાથીજ સાંધજે—

"*દૈવેચ્છાથી દુખદ વાદળું આવી ઝઝુમે શીરપર ધાર"
"તો તન મન ધનથી દઇ ધિરજ શાન્તિરૂપી સીંચે વાર"
"બને સદા સુખ દુઃખનો સાથી પ્રાણાન્તે નહિ પૂઠ દેનાર"
"મિત્ર પવિત્ર મળે જો એવો તો કરજો સજ્જન સ્વીકાર"
"જેના સંગવડે સુધરીએ કરીએ કામ સદા શ્રીકાર"
"સદા સુંણીને સુબોધ કથની ભરીએ ઘટ ભીતર ગુણસાર"
"વાંચી નિત નિતિમય ગ્રંથો ઉપજાવે આનંદ અપાર"
"મિત્ર પવિત્ર મળે જો એવો તો કરજો સજ્જન સ્વીકાર"
"સ્નેહીતણી શ્યામા ન હોયસે રૂપે ઉર્વસીનો અવતાર"
"તોપણ માતા તુલ્ય ગણે નથી જેની દૃષ્ટિ વિષે વીકાર"
"વદે વદનથી વાણી વિમળા હામ છે હસવું હદપાર"
"મિત્ર પવિત્ર મળે જો એવો તો કરજો સજ્જન સ્વીકાર"
"મિત્રતણા મંદિરમાં જાતાં ગયો હોય તે ઘરથી બા'ર"

---

*સવૈયા એકત્રીસાની લયમાં ગવાશે. "ચંદ્રમણી"

"મળે ખબર એવી મહિલાથી તો ત્યાં નવ ટકતો તલવાર"
"મશ્કરીને મનથી નવ ઇચ્છે ભેદ ભર્યું નવ ભણે લગાર"
"મિત્ર પવિત્ર મળે જો એવો તો કરજો સજ્જન સ્વીકાર"
"સુખની વેળાના થઇ સાથી પું'ક મારી ફોલી ખાનાર"
"મુષક સમછે મિત્ર ઘણાએ સ્વારથીઆ સમજો સંસાર"
"પણ સંકટમાં શીષ સમરપે એવો લાખે એક વિચાર"
"મિત્ર પવિત્ર મળે જો એવો તો કરજો સજ્જન સ્વીકાર"

"દામ મૂકવા ઠામ મળે પણ ન મળે કથની કરવા ઠાર"
"તે કરવાનું ઠામ બતાવે વિબુધ જન દેખો દિલદાર"
"કારણ કથની ગુપ્ત કહેલી પ્રાણ જતાં નવ પાડે બા'ર"
"મિત્ર પવિત્ર મળે જો એવો તો કરજો સજ્જન સ્વીકાર"
"અસત્યને અળગું કરી સજતો સત્ય શિયળ શોભિત શણગાર"
"નેકટેકથી નેહ નિભાવે આખર તક જે નર નિરધાર"
"ન મળે જેના અંતરપટમાં નટખટ વિદ્યાનો વિસ્તાર"
"મિત્ર પવિત્ર મળે જો એવો તો કરજો સજ્જન સ્વીકાર"
"આવક છે ઓછી પણ કરીએ જો કદી જાવક અપરંપાર"
"તો અનેક આપીને ઓઠાં અત્રસ્ય અટકાવે જે યાર"
"માઠું મનાવીને પણ બોધે વાટે નવ સાકર મુખ દ્વાર"
"મિત્ર પવિત્ર મળે જો એવો તો કરજો સજ્જન સ્વીકાર"
"મોટાથી મિત્રાઈ જોડવા રખે મોહતા મન મોઝાર"
"જો કદી મોહ્યા તો નકી મરશો ભોગવી કાસદનો અવતાર"
"પણ નવ અંક સમાન નિભાવે નિર્મળ મનથી જે જન પ્યાર"

"મિત્ર પવિત્ર મળે જો એવા તો કરજો સજ્જન સ્વીકાર"
"મેં સબકા ખા જાઉં પરંતુ મરજાવે મેરા ખાનાર"
"હાજી હા ભણનાર મતલબી મિત્ર પૃથ્વીપર નર્યા નિહાળ"
"પણ નિઃસ્વાર્થી ડેસ મારીદે શેં ન હોય કદી કનકાંબાર"
મિત્ર પવિત્ર મળે જો એવા તો કરજો સજ્જન સ્વીકાર"
આજ મિત્ર લલના ને લક્ષ્મિના મળી આવે ઠારોઠાર"
"કામ કરે ગુલામ થઇને પડવા પોતાના પોબાર"
"પણ નિષ્કપટીની દ્રષ્ટિ નિરખી નારી નીચી નમનાર"
"મિત્ર પવિત્ર મળે જો એવા તો કરજો સજ્જન સ્વીકાર"
"કંક વ્યસન વિધ વિધ લગાડી વેચાવી વાડી ઘરબાર"
"આખર યાર તણી નારી લઇ ગણી ગયા પળમાં પાણાર"
"પણ દુર્ગુણ દુર્વ્યસન થકી રાખે દુર આપી શિક્ષા સાર"
"મિત્ર પવિત્ર મળે જો એવા તો કરજો સજ્જન સ્વીકાર"

( સ્વરચીત )

* * * * * * *

કિન્તુ "રસીકલાલ" જેવા મિત્ર થઈ શત્રુની ગરજ સારનાર દુષ્ટ નરાધમોથી સ્વપ્ને પણ સ્નેહ સાંધજે માં ! એજ "રસીકલાલે" આપણી આ વાર્તાની નિપુણ નાયકા "નિર્મળા" ની સુતા "મોતીગૌરીને" મોહ પાસમાં ફસાવી, પોતાથી પ્રેમ જોડવા સમજાવી, "રત્નગૌરીને" આજે મોકલેલછે.

વાંચક ! એવા મિત્ર દ્રોહીને આ દુનીયામાં સહસ્ત્ર ધીક્કાર હો !

ચાલ હવે "રત્નગૌરી" શું કહે છે તે ઉપર લક્ષ આપ.

"બ્હેન ! કહેનાર કહી છુટે. અને બળદ વહી છુટે"
"તમારા મનની મને કાંઇ માલમ છે ? કિન્તુ મારૂ કહેવું"
"માનશો તો તમે સુખી થશો. "રત્નગૌરીએ" રફ્તે રફ્તે
કહી મોહ જાળ નાખી.

"થયું ! કમજાત ! હવે તારી જીભ બંધ કર !! તારી"
"પાપીષ્ટ બુદ્ધિને પ્રગટ નહિ કરતાં તારા હૃદય પટમાંજ"
"રહેવા દે. "રસીકલાલ" કદી રૂપાળો હો કે તાવડીના"
"પૃષ્ટ ભાગ જેવો કાળો હો, શ્રીમંત હો કે કંગાલ હો, યુ-"
"વાન હો કે વૃદ્ધ હો, શોખીન હો કે શઠ હો, હો તે હો !"
"તેનું મારે શું પ્રયોજન ? તે દુષ્ટને મારે શું હોળીને બુધે"
"મુકવો છે ! મુકેની તેના વૈભવને ઉતરતો જોઈ એક તર-"
"ફથી આગ, કે બળીને ભસ્મીભૂત થઇ અબધુતના ઉપયોગમાં"
"આવે ! અનિતીને ઉત્તેજન મળે એવી આ તારી શીખા"
"મણુને સડુઆતાર ધીક્કાર હજો ! લુચ્ચી ! તું અને તારી"
"કમળા" બેઉ સ્વર્ગીય સુખ ભોગવ્યા કરો ! મારે એવું"
"સ્વર્ગીય સુખ નહિ જોઇએ ! મને તો આ મારૂં દુ:ખ ઘ"
"ણું પ્રીય લાગે છે. નરવર "નૃસિંહ" ના આત્મ કથન મુજબ"

"ભલું થયું ભાગી જંજાળ"
'સુખે ભજીશું શ્રી ગોપાળ"

"એજ નિશ્ચય છે. આ સૃષ્ટીમાં સુખ એ શું છે ?"
"માત્ર એક મનની કલ્પનાજ. નહિ તો પ્રારબ્ધ કર્માનુસારે"
"સુખ પાછળ દુ:ખ અને દુ:ખ પાછળ સુખ એની મેળેજ"

"ચાલ્યું આવે છે. એ હું સારી પેઠે સમજુછું."

"જો રાંડ કહે છે કે કોઇને લેશ પણ શંકા આવનાર"
"નથી. કિન્તુ દુનીઆતો કાગડી છે? તારા જેવી તે આંધળી"
"નથી તો કે ન જાણે! ખબર નથી કે કરેલી સખાવત,"
"સ્ત્રીને કહેલી વાત, અને જાર કર્મ, એ ત્રણ જલ્દીથી પ્ર"
"ગટ થાય છે! ભલે કદાપી ગુપ્ત રહ્યું તોએ શું! કિન્તુ"
"તે પરમેશ્વર તો જાણે છે ના! શું તે અદલ ઇન્સાફી નથી!"
"શું તે તારા જેવાં પાપીષ્ટ પર નહિ કોપે? કોપશેજ. અને"
"તેના કરેલા પાપનો બદલો અવશ્ય આપશે"

"આ રત્નચિંતામણી રૂપ મનુષ્યાવતાર ફરીફરીને મળે"
"છે શું! તો પછી આવો મણિમય દેહ મળ્યા છતાં, આવાં"
"અઘોર કુકર્મ આદરી તે ઉપર તાગડધીન્ના કરનાર હરામી"
"જીવને ધીક્કાર છે!"

"આ દુનીઆમાં અનેક સંકટ પડતે છતે પણ, સત-"
"કર્મ કરીને જીવવું તેનુંજ નામ ખરૂં જીવવું છે. માણસ-"
"ની સાડત્રણમણની કાયામાં નાક તે કેટલું? લોકો તે કંઇ"
"ધોકા લઇને મારવા આવે છે! કિન્તુ આપણી પાછળ આં-"
"ગળી થઇ એટલે પત્યું! માથે કલંક લઇને કાળા મુખે"
"ફરવું, તેના કરતાં જીભ કરડીને મરી જવું, જોકે આત્મ-"
"હત્યા કરવામાં અધિક પાપ છે. તોપણ તેને હું હજાર"
"દરજજે વધારે પસંદ કરૂંછું. સમજી! ખબરદાર જો હવે"
"એ વિષે કઇ વધુ પડતું વદી તો!" "મોતીગૌરી"એ ક્રો-
ધીત મુદ્રા કરી કહ્યું.

'બ્હેન! એ તમારૂં ડહાપણ જવાદો! કાળયવનને"
"સમાવી શાન્ત થઈ, જરા દિર્ઘ દૃષ્ટિથી વિચાર કરો!"
"હજીતો પાડાની મા પાછળ છે: મોંઢેથી બકી જવું તો"
"સહેલ છે. કિન્તુ પછી તે પ્રમાણે વર્તવું ઘણું વસમુ છે,"
"તમારાં આ પતિવૃત્યનાં વચનો જ્યાં સુધી એકાદો નમ-"
"ણો નથી મળ્યો ત્યાં સુધીજ તો! કિન્તુ એકાદો તરૂણ,"
"સુંદર, શ્રીમંત અને વીલાસી પુરૂષ મળી આવ્યો એટલે"
'તે વચનો માત્ર મુખમાંજ રહી જાય છે."

"અગ્નીનું બળ ક્યાં સુધી? કે પાણી પોતે નથી"
"મળ્યું ત્યાં સુધી. માણસનો મદ ક્યાં સુધી? કે માથાનો"
"નથી મળ્યો ત્યાં સુધી. જળશીંગીનું જોર ક્યાં સુધી! કે"
"ગળામાં ગર (લોઢાનો કાંટો) નથી ભોકાયો ત્યાં સુધી."
"ટાઢનો તોર ક્યાં સુધી! કે હોળીની જ્વાળા નથી નીરખી'
"ત્યાં સુધી. વિશ્વના વૈભવ ક્યાં સુધી? કે મરણને શરણ"
નથી થયાં ત્યાં સુધી. તેમ આ તમારૂં ડહાપણ તે ક્યાં"
"સુધી? તમે પ્રેમપાસમાં નથી પડ્યાં ત્યાં સુધીજ તો!"

"પણ સરદ પુર્ણીમાનો સર્વોત્કૃષ્ટ સુખકર દિવસ હોય,"
"પૂર્ણેન્દુ પોતાની અનુપમ પ્રભાનો પુર્ણ પ્રકાશ પૃથ્વીપર"
"ફેંકી રહ્યો હોય, તેવા સમયમાં પતિ પત્ની ઉભય, નૌતમ"
"પ્રકારના અલંકારથી અલંકૃત થઇ, એક બીજાને પરસ્પર"
"આલીંઘન આપતાં અગાશીમાં બેઠાં હોય, પ્રિતમ પોતાની"
'નાજુક બદનની નવયોવનમાં પ્રવેશ થએલી, પ્રાણપ્રિયાને"

"પોતાનો એક હસ્ત તેની નાનકડી સુંદર દાઢી પર, અને"
"બીજો હસ્ત તેના મસ્તક પર મૂકી જરાક ઉર્દ્ધ્વ પંથે લઇ,"
"શશાંક સાથે સરખામણી કરતાં, તેના ગૌર વરણા ગુલાબી"
"ગાલપર ચુંબન કરતો હોય" તેમજ પ્રિયા પણ પ્રાણા-"
"ધારના અધરામૃતનું પરમાનંદથી પાન કરતી હોય, એવી"
"રીતે કામરતિને પણ લજ્જીત કરે, એવું આ ઊભય"
"દંપત્તી વર્ગનું રશીલું જોડું, એકમેક હાસ્ય વિનોદ કરતું"
"શેતરંજની રૂડી રમત રૂડા પ્રકારે રમી રહ્યું હોય,"

"આ બધું જ્યાં સુધી તમે નજરે નથી નિહાળ્યુ"
"ત્યાં સુધીજ તો! વિચાર કરો કે ખાખરમાં વસનારી"
"ખીસોડી, સાકરના સ્વાદને જાણી શકે ખરી કે! રોજ ઉઠીને"
"જે સુકા પાકા રોટલા કરડનાર, તેને શીરા પુરીના સ્વાદનુ"
"ભાન હોય ખરૂં કે? અવિવાહીત કંન્યાને, સાક્ષાત સ્વર્ગ"
"સમાન સંસાર સુખના આનંદનો અનુભવ હોય ખરો કે?"
"તેમ તમે લાયક ઉમ્મરનાં થતાં, તમારા પુરૂષાર્થ હીન"
"વૃદ્ધ સ્વામીના સહવાસમાં આવતા અગાઉ, તેઓ ગત"
"થતાં વૈધવ્ય દશાને પ્રાપ્ત થયાં, એટલે પછી આમજ બોલો!"
"એમાં શું આશ્ચર્ય! કિન્તુ શીશીર રૂતુ, ને તેમાં પડતી"
"જબરદસ્ત ઠંડ, તેને તમે સ્વામી સિવાય સહન કરી શ-"
"કવા સમર્થ છો કે? કેમ વિસ્મૃત થાઓછો!"

'ભણુના ગણુના ચાતુરી; તીનો બિદ્યા સે'લ"
"કામ દહન મન બસકરણ; ગગન ચઢન મુશ્કેલ"
(કવિ સામળભટ)

"તો કામને જીતવો એ ઘણું કઠણુ કામછે. રાંડ "કમળા"
"એ તો એકે ઘર બાકી ન મૂક્યું. જેથી તેનું જનસમુહમાં"
"જણાઈ આવ્યું. કિન્તુ તમારે તો એક "રશીકલાલ" ! અને"
"તે વળી તમારા પતિના નિકટના સ્નેહી ! સાથે સાથે તમે"
'પણ વિદ્વાન ! એટલે પછી કોઇ જાણે કે મૂકે ! કામ કર-"
"વામાં એ બુદ્ધી બળનો ખપ પડેછે ! જુઓની આ મારી"
"વાત એક ચલ્લુ સરખું પણ જાણેછે ? ફક્ત આ તમારેજ"
"મોઢે—અને તે તમને સ્નેહિ સમજીનેજ !"

"તમે આમ સન્માર્ગ દર્શાવતાં જ્યારે મારા પર ક્રો-"
"ધીત થાઓછો. ત્યારે અનુમાન થાયછે કે પરમાત્માએ"
"તમારા પ્રારબ્ધ કર્મમાં દુઃખજ નિર્માણ કીધુંછે."

'વિચાર કરો કે તમારા પિતાએ જ્યારે તમારૂં શ્રેય"
"ન ઇચ્છયું ! અને એક પોતાનોજ સ્વાર્થ સાધી મોતને"
"વાંકે જીવનાર, વૃદ્ધ ડોકરા સાથે પરણાવી તમને દુઃખી"
"કીધાં ! તો પછી તે ગત થતાં મરજી અન્વય પોતાને યો-"
"ગ્ય એવો બીજો કોઇ વીલાસી પુરૂષ શોધી લેવામાં તમને"
"શો દોષ ! કિરતાર એમાં શેના કોપે ? પ્રભુ તો પુર્ણ"
"દયાળુ છે. અબળાના બેલી છે. માટે મારૂં માનીને કામદેવ"
"સરીખા સૌંદર્યવાન "રશીકલાલ"થી સ્નેહ સાંધો ! અને"
"તમારી દુઃખી જીંદગીને સુખમાં ધરો ! કેમ હવે મારૂં કહેવું"
"કંઈ રૂચેછે ? રૂચે તો ઠીકછે. નહિ તો વખત વીત્યે ઘણાં"
"વીમાસસો." "રત્નગૌરી"એ બીતાં બીતાં પણ મોહબાણ મુક્યું-

'હત્ રાંડ લુચ્ચી! તારૂં કાળું થાયરે કુટણી! કહેતાં"
"જરા લાજ નથી આવતી! આવી રીતે તું ઉંધા પોલીશી"
"ચલાવી કેટલી ભોળી સ્ત્રીઓને ભમાવી! આવી દુષ્ટ સલાહ"
"આપતાં તારી ઝેરી જીભે કાંટા કાં નથી ભાગતા! સિંહ"
"કદી સો લાંઘણે પણ તૃણ ખાવાને ઇચ્છે છે શું! એટ-"
"લું જ નહિ પણ તેના તરફ ત્રાંસી સરખી દૃષ્ટિએ કરેછે"
"શું! યાદ રાખ કે પૂર્વનો સુર્ય પશ્ચિમમાં ઉગે, વિષધર"
"પોતાના મુખમાં અમૃત ધારણ કરે, મેરૂ પર્વત કદી ચ"
"લાયમાન થાય. અરણવ પોતાની મર્યાદાનું ઉલંઘન કરે."
"અને વ્યોમ વસુધા ભલે એક થાય. તો પણ તારા દુષ્ટ'
"વિચારને તાબે હું કદાપી થનાર નથી સમજી!"

"કાળામોંઢાની કુતરી! તારા એ રૂપાળા "રશીકલાલ"
"ને અરે! એ કાળા મોંઢાના કુતરાને ભડભડ બળતી હો."
"ળીની જ્વાળામાં હોમી દે! કે જેથી બિચારી ભોળી)'
"સ્ત્રીઓને ભમાવતો રહે! અને રાંડ દશ્ તારી આ કાયાને"
"વિષે અવસાન સમયે રોમરોમ કીડા પડો. હવે મને સં-"
"પુર્ણ ખાત્રી થઇ કે તને એ કાળા મોંઢાના કુતરા........"
"રશીકે"જ મોકલી છે. અને તારૂં પાપી પેટ ભરી તું મને"
"અત્રે ફસાવવા આવી છે કેમ? મારા દુઃખને દફે કરી મને"
"સુખ આપવાની તારામાં સત્તાછે કેમ?"

"ઉઠ રાંડ ઠકુાની ડાકણ! તારૂં કાળું મોંઢું લઇ ટળી"
"જા અહીંથી! નહિ તો પછી આ કોઇ દુષ્ટ રંડા મને"

"દુષ્કર્મમાં દોરવા આવી છે. એવી બૂમ મારી તારી ફજે"
"તીના ફાળકા કરીશ સમજી !" "મોતીગૌરી"એ મહારૂદ્ર રૂપ ધારણ કરી "રત્નગૌરી"એ મૂકેલા મોહપાસ બાણને પોતીકા ધૈર્યાસ્ત્ર વડે વિંધી નાખ્યું.

"ભલેને ત્યારે હું તો મારે આ ચાલી. એટલી બધી"
"લીલી પીળી શું કામ થાય છે ? મેં તો તને તારા હિતની"
"વાત કહી પણ તે તને ન રૂચી તો થયું ! મનમાં પસ્તાવો"
"તો થાય છે. છતાં તમાચો મારીને મોં લાલ રાખવા જેવું"
"કરે છે તે કંઇ મારાથી અજાણ્યું નથી !"

"હજી પણ મારા કહ્યા મુજબ તું "રશીકલાલ" સાથે"
"પ્રેમ જોડશે, તો રાજાની રાણી કરતાં પણ અધિક સુખ"
"પ્રાપ્ત કરી શકશે. અને એ વાત બીજાના જાણવામાં ન"
"આવે તેવી તજવીજ પણ કરવામાં આવશે. આ બાબત"
"પર પૂરતો વિચાર કર નહિતર પાછળથી પસ્તાવું પડશે."
"રત્નગૌરી" એ રેચ મૂક્યો.

"બસ હવે તારી લવારી બંધ કર ! રાંડની જીભજ"
"ખેંચી કાઢવી ઘટે છે ! નકટી........નીર્લજ ચાલતી થા"
"અહીંથી શુ તારા મુખમાં ! જાય છે કે આપું પાછળથી"
"લાત !"મોતીગૌરી" એ લાત ઉગામતાં વાર તુર્તજ ઠીક છે ત્યારે
"તારી પણ સત્યતા જણાશે ? હું જોઉંછું તું સિદ્ધની" "દીકરી છે તે !" ઇત્યાદિ કરડાકીનાં વચન બોલતી "રત્નગૌરી" પોતાના પ્રયાસમાં નિષ્ફળ નીવડી નિર્લજ મુખ લઇ ચાલી ગઈ.

---

# સપ્તમ્ પરિચ્છેદ.

## અંતરોદ્ગાર.

### દોહરા.

કરતાં સંગ કુસંગીનો; પીડા તણો નહિ પાર
માટે સંગત માં કરો; નીચ તણી નીરધાર-૧



ચનાર ! જોયાં આ દુનીયામાં કપટી માણસોનાં કાળાં કાવતરાં ! જો આ વખતે આપણી નિષ્કામ વૃત્તિની "મોતીગૌરી" ને ઠેકાણે અન્ય કોઈ છગડગ મનની ભોળી સ્ત્રી હતે. તો તેને "રત્નગૌરી" પોતાની પ્રપંચી જાળમાં લપેટી લઈ અવશ્ય કલંકીત કરતે ! ખરે ! કુસંગીનો પ્રસંગ આ દુનીઆમાં શું નથી કરી શકતો ! તેની સાબીતીમાં આ એકજ ઉદાહરણ બસ થશે !

એક "ગોમતીપુર" કરીને સુંદર ગામડું હતું. તેમાં એક "હરદત્ત" નામનો ધર્મચુસ્ત પવિત્ર બ્રાહ્મણ નિવાસ

કરતો હતો. તેના નૈષ્ઠિક કર્મથી ગામમાં તે મહા પુજનીય મનાતો હતો. તેની સ્ત્રીનું નામ "આનંદાગૌરી" હતું. તે પોતાના પાંચ વર્ષના લઘુ બાળકને મુકી થોડો સમય થયાં સ્વર્ગગામીની થઇ હતી. જેથી કરીને "હરદત્તે" પોતાના નાના બાળકને પય પાવાનિમિત્તે એક ગાય પાળેલી હતી. તે ઘણી રાંક અને સુશીલ સ્વભાવની હતી. તેને રોજ ચરવા લઇ જવા માટે એક ભલા ગોવાળને સોંપવામાં આવી હતી. જેથી તે પ્રાતઃકાળમાં આવી નિત્ય ચરવા કાજે લઇ જતો અને સૂર્યાસ્ત થતાં પાછો ઘર આગળ આવી બાંધી જતો હતો. "હરદત્ત" તેને પાણી પાઈ દોહવાના કાર્યથી નિવૃત થઈ પાછી છોડી મૂકતો હતો. તે સારી રાત ગામમાં રખડીને સવાર થતાં પાછી ખીલે આવીને ઉભી રહેતી હતી. કે તુર્ત તેને દોહી લેતાં સમય થયે ગોવાળ પાછો ચરવા લઇ જતો હતો. આ પ્રમાણે તે ગાય "હરદત્ત" ને ત્યાં રહી પોતાના દિવસ સુખચેનમાં નિર્ગમન કરતી હતી.

સમાજોગેન્તે ગાયને એક હરામી ઉદ્ધત આખલાનો મેળાપ થયો. મેળાપ થતાં આખલાએ તે ગાયને પ્રશ્ન કર્યો કે "તું આમ છેક દુબળી કેમ ? જોને મારૂં બદન કેવું બનેલું છે ?"

"ભાઈ દિવસે તો મારે ગોવાળના કબજામાં રહી તે"
"જ્યાં ચરાવે ત્યાં સુકુ પાકુ ઘાસ ચરવું પડે છે. અને રા"
"ત્રીના વખતમાં પણ ગામમાં આમ રખડી ખાઉંછું. એટલે"
"પછી દુબળીજ હોઉંતો ? કિન્તુ તારે તો લોકોનું સુનું"

"જેવું મરજીમાં આવે તેવું ચરવું, જેથી તું મસ્ત બને તેમાં"
"શું નવાઇ ?" ગાયે તેના પ્રશ્નનું સમાધાન કીધું.

"ભૂંડી ! ત્યારે તું એવું કષ્ટ શા માટે સહન કરે છે !
"એક દિવસ મારી સાથે ચાલ અને પછી જોકે ત્યાં કેવું"
"મજેનું લીલું હરિયાળી જેવું ચરવાનું મળે છે. ! થોડાજ"
"દિવસ તારા ચરવામાં તેવું આવશે, તો તું પણ મને ટપી"
"જાય તેવી મદોનમત્ત બનીશ" આખલાએ ઉપદેશ આપ્યો

"બાપુ ! મારે મદોનમત્ત નથી બનવું ! મને તો"
"આમ સુકુ પાકુ ઘાસ ચરવાનું મળે છે. તેનાથીજ હુ" સં-
"તોષ માનું છું. મદોનમત્ત બનવા જતાં કદાપીને ક્ષેત્રધણીની"
"જાણમાં આવે, તો આ એકે અસ્ત્રી-સાજું રહે ખરૂં કે ?"
"ભલે કદી ક્ષેત્રધણી ન જાણે તો પણ પરમેશ્વર તો જાણેનાં"
" ! માટે તારી એ ઉમદા અક્કલને તારી પાસેજ રહેવાદે"
ગાયે ગરીબાઇ દર્શાવી કહ્યું.

"તું તો અમસ્તી ભય રાખે છે. મેં જે ક્ષેત્ર પસંદ"
"કીધું છે. તે જુવારનું છે. તેને ડુંડાં નીકળી આવ્યાં છે."
"દૂધ ચાલી રહ્યું છે. ચો તરફ માણસ માણસ પુર વાડ છે."
"જેથી કોઇ આપણને દેખી શકે એમ નથી. ફક્ત એક"
"બાજુ પર જવા આવવાને માટે મેં છીંડું પાડેલું છે. ત્યાં"
"થઇને આપણે અંદર પેઠાં કે જોઇલે પછી ચરવાની બ-"
"હાર ! જાણે શિયાળાનો સાલમપાકજ તો ! વિશેષ સુગ-"
"મતાતો એ છે કે તે ક્ષેત્રપર કોઇ પણ રખવાળ રહેતોજ"

"નથી. તો પછી તુંજ કહેકે આવું મન ગમતું ચરવાનું"
"મૂકીને, નાહક મટોડામાં મોં ઘાલવાનું કોને મન થાય?"
"માટે ફક્ત એકજ રાત્રી મારી સાથે આવીને, હું તારા"
"મનની ખાત્રી કર! એટલે તને ઉત્પન્ન થતો ભય દૂર"
"થતાં તું પણ મારી માફક એજ રસ્તો પસંદ કરીશ. કેમ"
"હવે સમજાયું!" આખલાએ ગાયને લલચાવી.

વાંચનાર! આખલાના આવા અનેકવારના ઉપદેશથી ગાયનું મન લલચાયું. અને તેની મતિ ભ્રષ્ટ થતાં, તેજ રાત્રે આખલાની સાથે સાથે સીધાવી. આખી રાત મન પસંદ ચરવાનું મળતાં, ગાય પોતીકા મનમાં આનંદ માનવા લાગી. તત્પશ્ચાત ગાયને પણ આખલાની સાથે સુનું ચરવાની પેંધી પડી.

જે ક્ષેત્ર એમણે પસંદ કીધું હતું. તે ક્ષેત્ર ગામના મૂખી-પટેલનું હતું. ભાગજોગે એક દિવસ પટેલ સાહેબ, નવરાશ મળતાં ઘોડા પર ચઢી તેજ ક્ષેત્રની તપાસ માટે જઇ ચઢ્યા. જઇને જુએછે તો અર્ધુ ક્ષેત્ર પેલી ગાય અને આખલાએ મળીને પાર મૂકેલું દૃષ્ટિગોચર થયું. પટેલના ક્રોધનો પાર રહ્યો નહિ. તુરતજ ઘોડી પાછી ફેંકી પુંકવારમાં ઘેર આવ્યા. ચાકરોને બોલાવ્યા. અને પોતાની ચાબુક ચાલતી કરી, રક્ત નેત્રે ધમકી આપી કહ્યું કે "લુચ્ચાઓ!"
"તમે બધા રાતની વખતે કયાં પડ્યા રહોછો! કે પેલા"

"પાદરીઆ ખેતરનું ઢોરોએ પેંધીને સત્યાનાશ વાળી મૂ"
"કયું! ખબરદાર આજરાત્રે તેની ચોકસી રાખી, જે ઢોર"
"હાથ આવે તેને બાંધીને મારી પાસે લઈ આવો. કે જેથી"
"તેમાં થએલું નુકસાન, તે ઢોરના માલીક પાસેથી મજરે"
"લેવામાં આવે!" એટલું કહી પટેલ જરા શાન્ત થયા.

ચાકરોને પૂરેપૂરી નસીયત મળતાં, તેઓ તેજ રાત્રે "આજ ઉજાગરો થાય તો ખેર, પણ એ હરાયાં ઢોરને ગમે તે રીતે પકડ્યા સિવાય રહેવુંજ નહિ" એવી અંદર અંદર વાતો કરતા ક્ષેત્રમાં જઇ ગુપ ચુપ સુઇ રહ્યા.

વખત થતાં પેલાં નિત્યનાં ટેવાએલાં ગાય અને આખલાએ છીંડામાં થઇ ક્ષેત્રમાં પ્રવેશ કીધો. તેમણે આમતેમ આડું અવળું જોયું. કિન્તુ કોઇને નહિ દેખવાથી નિર્ભય થઇને ચરવા માંડયું. થોડો સમય ખાવા દઇ પેલા ચાકરો, તેમને ઘેરી લેવાના ઇરાદાથી ચૂપકીથી હળવે રહીને ઉઠ્યા. તેવેજ પેલો હરામી-લુચ્ચો આખલો, મનુષ્યના પગરવને જાણી જતાં, ધીરે ધીરે ભાગવા લાગ્યો. કે તુરતજ પેલા ચાકરોએ ચારે બાજુએ ફરી વળી. પોતાની ડાંગો સર્વે કરી. છતાં આખલો પોતે આંખોમીંચી છલંગ મારી, વાડ ઠેકીને નાશી ગયો. અને બિચારી ગરીબ ગાય પકડાઇ ગઇ.

પકડાઇ જતાં ક્રોધાવેશમાં આવી પેલા ચાકરોએ, તેની પીઠપર ડાંગોના પાંચ સાત પ્રહાર કીધા. પછી તેને સજ્જડ

બાંધી લઇ પટેલ પાસે લાવી રજુ કીધી. રજુ કરતાં તે ગાય પોતાના પ્રોહિત "હરદત્ત"ની માલૂમ પડતાં, એક ચાકરને તેમને બોલાવવા માટે મોકલ્યો. "હરદત્ત" આવ્યો. અને પોતાની ગાયને બાંધેલી જોઇ બીનો.!

પટેલે ઇત્થંભૂત તેમની ગાયે કરેલું પરાક્રમ જણાવતાં કહ્યું કે "બ્રહ્મદેવ! શું કરૂં કે આ ગાય તમારી નીક-"
"ળી! જો પરાયાની હતે, તો તેની પાસેથી હું ખેતરની"
"પૂરેપૂરી નુકસાની લીધા સિવાય મૂકતે નહિ. કિન્તુ તમારે"
"આમ ગાયને રઝળતી મૂકી, બીજાનું નુકસાન કરાવવું એ"
"યોગ્ય નથી. જો આયંદેથી આમ થશે, તો હવે તમારી"
"પણ શરમ રાખનાર નથી." ઇત્યાદી ઠપકો આપી ગાય તેમને હવાલે કરી.

"હરદત્ત" ગાય લઇને ઘેર આવ્યો. અને પોતીકા મનમાં, ગાયે પટેલનું આટલું બધું નુકસાન કીધું. તે બદલ બબ પસ્તાવો કરવા લાગ્યો. પસ્તાવો કરતાં તેને એક યુક્તિ સુઝી આવી તે એ કે, સૂતાર પાસે લાકડાનું મોટું અસું કરાવી. તેજ દિવસથી ગાયને ગળે લટકાવી દીધું. કે જેથી તે ગાયના આગલા ઉભય પગના મધ્ય ભાગમાં, આમ તેમ અફળાઇને દુઃખકર્તા થઇ પડયું. ગાય પણ મનની અંદર મૂઝાવા લાગી. અને તે દિવસથી આઅલાની સોઅતને બવગજના નમસ્કાર કીધા.

થોડોક કાળ વ્યતિત થતાં આખલો પાછો ગાયને આવીને મળ્યો. અને કહેવા લ્યાગ્યો કે "ચાલ?"

"ક્યાં?" ગાયે કહ્યું.

"કેમ પાછી વિસ્મૃત થઈ? પેલા ક્ષેત્રમાં!" આખલો ઉચર્યો.

"બાપુ! ક્ષેત્રનું નામ દેતો માં? હજી તો મારી"
"પીઠપર પડેલા ડાંગના સપાટાનાં સોળ, જેમનાં તેમ અ-"
"નામત છે. જે હું ભૂલી ગઈ નથી! ભલે! તું તારે ગમે"
"ત્યાં જા. પરંતુ હું કદી તારી સાથે આવનાર નથી." ગાયે નિશ્ચય કીધો.

"શું એટલામાંજ ડરી ગઈ? આટલા દિવસ મઝા ઉ-
"ડાવી, ત્યારે વળી એક દિવસ એમ પણ હોય? કિન્તુ એવું"
"રોજ રોજ બનવા પામેછે શું? માટે આજ બેફીકર થઈ ચાલ." આખલે પાછી ગાયને સમજાવવા માંડી.

"બને કે ન બને, પરંતુ હવે તો "દીઠા દેવ ને પ-
"હોંચી જાત્રા" તારી સોબત મારે ન જોઈએ. તું કદી"
"મારી આવવાની આશા રાખતો હોય તો તે સઘળી વ્યર્થ"
"છે. કારણ કે,–"

શ્લોક.

" कुसंगात् संग दोषेण, जायते संग विक्रियाः
" एक रात्री प्रसंगेन, काष्ट घंटा विडंबना.

"નઠારાનો સંગ તે માત્ર દુર્ગુણ અને દુઃખને જ દે"
"વાવાળોછે. જો કે તારી સાથેના એકજ રાત્રીના પ્રસંગવડે"
"કરીને, ઘંટરૂપી કાષ્ટનું દુઃખદાયક આ મોટું ડાગું મારી"
"કોટમાં આવી પડયું. અને માર ખાધો તે મફતમાં. તો"
"પછી ભવિષ્યના તારા હમેશના સહવાસથી મારે કેટલું"
ખમવું પડે? માટે હવે તારૂં મુખ મને કોઈ દિવસ દેખા"
"ડીશમાં?" આખલાને આમ ગડગડીયું મળતાં તુરત ત્યાંથી તે કુચ કરી ગયો.

પાઠક ગણ! આ ઉદાહરણથી તું સમજ્યો તો હઈશ કે, માત્ર એકજ રાત્રીના પ્રસંગથી જ્યારે ગાયને આટલું બધું કષ્ટ સોષવું પડયું. તો પછી અહોરાત્રી કુસંગી માણસોનો સંગ, આપણને શું નથી કરી શકતો? તમામ કરી શકેછે. નિર્વ્યસનીને વ્યસની બનાવેછે, સદ્‌ગુણીને દુર્ગુણી કરેછે, સત્યવાદીને જુઠું બોલતાં શીખવેછે, દાતારને મખ્ખીચુસનો ઇલકાબ અપાવેછે, દયાળુને દાનવ સ્વભાવનો કરી મૂકેછે, ઉદ્યમીને આળસુ કરેછે. શાહુકારને ચોર બનાવે છે. આચારીને દુરાચારમાં ડુબાવી દેછે, સતિ સ્ત્રીને અસતિનાં આચરણ શીખવેછે, અને છેવટે ઉંચને નીચી પાયરીમાં નાખી દેછે. અલબત!

" ભળે વધાર ભાતમાં લગાર જે લવીંગનો "
" ટળે ન ટાળતાંજ તેમ હોય ગંધ હીંગનો "

" સફેદ વસ્ત્ર શ્યામ થાય શ્યામ રંગ સંગમાં"
" કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં"
( સ્વ. દલપતરામ )

* * * * * * *

દૃષ્ટાંત તરીકે જુઓ કે ખાબોચીઆનું અતી ગંદુ ને મલીન પાણી જો ગંગા નદીના પવિત્ર જળમાં જઇને મળેછે તો તેના પ્રસંગમાં આવવાથી તેનું મલીનપણું મટી, તે ગંગા તુલ્ય પવિત્ર થાયછે, અને દુર દેશાવરના લોકો તેમાં સ્નાન કરી, પોતાને પવિત્ર થયા માનેછે. કિન્તુ તેજ ગંગા નદીનું પવિત્ર પાણી ખાબોચીઆના ખરાબ જળનો સંગ કરેછે તો લોકો તેને માત્ર પોતાનું અપદ્વાર ધોવાનાજ ઉપયોગમાં લે છે. માટે મારી ભારત નિવાસી રત્નભૂમિરૂપ આર્ય ભગિનીઓ ! તમે આવી કુલટા સ્ત્રીઓની સંગત સ્વપ્ને પણ સેવશો માં ! આર્યબન્ધુને પણ મારી એજ સલાહછે કે, તમે પણ આવા દુષ્ટ દુરાચારીઓ હોય, તેના કાળા મોંઢા તરફ તમારી પવિત્ર દૃષ્ટિને દોરશો માં ? અને આ નીચે લખવામાં આવેલા, મહા મુલ્યવાન મણી તુલ્ય દ્વીહારને ભ્રાતા તેમ ભગિનીઓ ! તમારા પેટીરૂપ હૃદયમાં પ્રયત્નથી જતન કરી જાળવી રાખજો ! દ્વીહાર.

" તજો પ્રસંગ કુસંગીનો; સદા કરો સતસંગ"
" માનો "દલપતરામ"નું; અંગે ધરી ઉમંગ"

અસ્તુ !

# અષ્ટમ્ પરિચ્છેદ.

## સતીનું સ્વર્ગગમન
## અને
## પાપીનો પરાભવ.

**દોહાર.**

સો સો લાંઘણુ વેઠતાં; કેશરી ખડ નવ ખાય
તેમજ પ્રાણુ જતાં કદી; સતી શરણુ નહિ થાય ૧
પરદારાના પ્યારમાં; ભૂલી દેહનું ભાન
કામી નર નિશ્ચે ખુએ; પલક એકમાં પ્રાણુ. ૨



સમય ચતુર્થ પ્રહરનો છે. અરૂણુ દેવ પોતે સર્વ સરિતાના ઈષ્ટ, અરણુવની મુલાકાતાર્થે ઉતાવળા ઉતાવળા ગતિ કરવા લાગ્યા. સૂર્યાસ્ત થયો. સૂર્યાસ્ત થતાં પશ્ચિમ દિશાનું નભોમંડળ, પોતાનો સ્નેહી સમુદ્રમાં પડતાં તેનો વિયોગ સહન ન થવાથી, ગુલાલ સરીખો ગુલબહાર વર્ણો ઝભ્ભો ધારણ કરી, દીલગીરી દર્શાવતું હોયની ! તેમ શ્યામમાનં થવા લાગ્યું. ત્યારે આણીકોર પૂર્વ દિશા તરફ પૂર્ણેન્દુ, પોતાની અનુપમ પ્રભાનાં શિતળ રશ્મી ફેંકી, દિવસની ગરમીથી તપ્ત થએલી

પોતાની પ્રિયા પૃથ્વી દેવીને, શાંત્વન આપતો દશ્યમાન થવા લાગ્યો. ધીરે ધીરે પૃથ્વી દેવી પોતાના પ્રિયતમની અર્પેલી, મહામૂલી રૂપેરી સાડી પોતીકા આંગ ઉપર ઓઢી લઈ, પ્રીતિરૂપ રશ્મીનું પરમાનંદથી પાન કરવા લાગી. પ્રાણી માત્ર દિવસના કામથી શ્રમીત થઈ, પોતપોતાના નિવાસ સ્થાન તર્ફે ગમંન કરતાં દશ્ય થવા લાગ્યાં. દેવમંદિરોમાં આરતીનો સમય થવાથી, ઉપરા ઉપરી ઘંટ તથા ઘડિયાળોના થતા નાદ કર્ણપટ ઉપર આવી અથડાવા લાગ્યા. પ્રભુના લાડીલાઓ દેવ દર્શનાર્થે, અને કામી પુરૂષો પોતાની દુષ્ટ વાંચ્છનાઓ પાર પાડવા અરે ! કહો કે કરેલા પાપ કર્મને "વજ્રલેપન ભવિષ્યતિ' કરવા નિમીત્તે, એક પછી એક મંદિર તરફ સંપ્રેમથી સત્વર પગલે પ્રયાણ કરતા હતા. તેમ કેટલીક શ્રદ્ધાળુ સન્નારિઓ તથા કુટીલ કામનીઓ પણ, તેજ અર્થે ઉતાવળી ઉતાવળી જતી જોવામાં આવતી હતી.

વાંચક ! આ વખતે 'પેટલાદ' શહેરની પૂર્વ દિશા તરફ આવેલા, એક વિશાળ સુંદર માનસરોવરનું નિરિક્ષણ કરવા, હું તને તસ્દી આપું તો ! ચંદ્રમા પોતે ગૌતમઋષીના શ્રાપથી ભય પામી સરોવરને વિષે આવી છુપાઇ બેસતાં, તેનાં પ્રભામય રશ્મીથી સરોવરનું નિર્મળ જળ, કાચ માફક ચળકાટ મારતું દ્રષ્ય થાય છે. મંદમંદ વહન કરતો પવન, તેમાં ઉપરાઉપરી લહરીઓ લાવી, તેની સ્થીરતાનો ભંગ કરતાં;

ચંદ્રમા પોતાના રશ્મીરૂપ કર, આમતેમ પસારી તેને પડતાપર પાટુ ન દેવા જાણે સુચવતો ન હોય ! તેમ નજર આવે છે. તથા આ મનરૂપી સરોવરને વિષે, શાન્તિરૂપી જળમાં પ્રવર્ત્તિરૂપ લહરીઓ લાવી, વિશ્વાસરૂપ સ્થીરતાનો ભંગ કર્તા વિષયાદિરૂપ જે પવન છે, તેનું તાદૃષ્ય આપણુને ભાન કરાવે છે. સરોવરમાં ચિત્ર વિચિત્ર રંગનાં નાના પ્રકારનાં માછલાં ગમ્મત કરી રહ્યાં છે. ચારે તરફ આવેલાં શીવાલય, સરોવરની સૌંદર્યતામાં વિશેષ વધારો કરે છે. સ્ત્રીઓને પાણી ભરવા માટે ઉત્તમ આરસના પત્થરથી, અનેક રમણિય ઘાટ બાંધવામાં આવ્યા છે. અને ત્યાં અંધારી રાત્રે પણ સ્ત્રીઓથી વહેલું મોડું પાણી ભરી શકાય, તેને માટે ફાનસના થાંભલા ગોઠવેલા દૃષ્ટિગોચર થાય છે.

બસ ! વાંચનાર ! હવે તું સરોવરની નજદીકમાં આવેલા "પેટલાદ" શહેરમાં નિવાસ કરતા, એક ગર્ભ શ્રીમંત શેઠના વિશાળ બાગ તરફ પ્રયાણ કર ! અને ત્યાં એકાદ વૃક્ષનો આશ્રય લઈ, કંઇ પણ બોલ્યાચાલ્યા સિવાય મૂંગે મોઢે, ચુપકીથી જે થાય તે તારી નજરે જોયાં કર.

બાગમાં ગુલાબ, ગુલદાવલી, પારિજાતક, સૌભાગ્યસુંદરી. સાહેલી, ટગર, તુલશી, ગુલછડી, ગુલબકાવલી, બટમોગરો, ઈત્યાદી વિવિધ પ્રકારનાં પુલ વૃક્ષો બીજા ઇંટની ત્રીકોણુ, ચતુષ્કોણુ, પંચકોણુ, ષટકોણુ, અષ્ટકોણુ, ગોળ,

લંબગોળ ઇત્યાદી અનેકાકૃતિમાં મધ્યભાગે રોપવામાં આવ્યાં હતાં. દરેક છોડની આસપાસ ક્યારો છાંટવામાં આવી હતી. અને તેની આજુબાજુ રૂપાનું ભાન કરાવતા, શંખલા તથા છીપો ગોઠવી છોડની શોભામાં ઓર વધારો કરેલો દૃશ્ય થતો હતો. પુલના છોડ સિવાય નાળીએરી, કેળ, દાડમ, દ્રાક્ષ, જામફળી, નારંગી, ફણુસ, લીંબણુ, અંજીર, આલુ, અનનસ ઇત્યાદી વૃક્ષો પણ ફળથી લચી, પોતાની પૃથ્વી માતાને નમન કરતાં, સજ્જન પુરૂષોના સદ્ગુણનું ભાન કરાવતાં હતાં. તેમ કેટલાંક પુલાત્તર વેસદસ પણ સ્થળે સ્થળે ગોઠવવામાં આવ્યાં હતાં. સુગંધી યુક્ત મંદમંદ વહન કરતો પવન, મગજને તર કરી અનહદ આનંદ આપતો હતો. વચ્ચે વચ્ચે ચાલ રાખવામાં આવી હતી. જેના પર સંગેમરમરના સુશોભીત પત્થર પાથરવામાં આવ્યા હતા. એક રસ્તો ઠેઠ માનસરોવર સુધી, અને બીજો દેવમંદિર સુધી લઇ જવામાં આવ્યો હતો, તે એવો તો દેદિપ્યમાન કીધો હતો કે, તેને જોઇ ગમે તે માણુસ સ્થળને ઠેકાણે જળ ધારી ભૂલાવામાં પડતો હતો. ચારે ગમ લોખંડના થાંભલા નાખી, મજબૂત તારથી બાગનું પુરતું રક્ષણુ કરવામાં આવ્યું હતું. બાગને પૂર્વ પશ્ચિમ એમ બે લોખંડના મોટા દરવાજા મૂકવામાં આવ્યા હતા. મધ્ય સ્થળે એક મુંબઈ ફેસનનો નાનો પણ સુશોભીત બંગલો ઉભો કરવામાં આ-

ચ્યો હતો. જેની અંદર મુકેલી વિજળીક લાઇટ, દિવસના મધ્યાનકાળનું ભાન કરાવતી હતી. બાગમાં ભ્રમણ કરી શ્રમીત થએલાં સ્ત્રી પુરૂષને આરામ લેવા સારૂ, યોગ્ય સ્થળોએ બાંકો ગોઠવવામાં આવી હતી. જેમાં એક ગુલાબી ઉત્તમ મખમલ જડેલી સુંદર નકશીદાર બાંક હતી. તેના પર કોઇ પચ્ચીસેક વર્ષની વયનો તરૂણ પુરૂષ બેઠેલો હતો. તેનું બદન ગૌર હતું. અર્ધ મસ્તકે ઝુકાવેલી એન કાલ્રેટી બેંગલોર કૅપમાંથી, નીકળી આવેલા ગુચ્છાદાર ક્રિશ્ચીયન કેશને, કૅાસમેટીક લગાડી લેડી ફેસનના ઓળવામાં આવેલા હતા. જે તેની સુંદરતામાં વિશેષ વૃદ્ધિ કરી રહ્યા હતા. સાથે સાથે ગામડાના અભણ વર્ગમાં "કુતરાના પટાના" નામથી ઓળખાતો, જર્મન કૅાલર પહેરી "ઇન્ડીયન ડૅાગ"નો માનવંતો ખિતાબ મેળવ્યો હતો.!! જ્યારે નેકટાઇના ફાંસાને પણ વિસ્મૃત કીધો નહોતો.!! અત્યારે તે યુવાનના અંગ ઉપર, બંગાલામાં આવેલા ઢાકા શહેરની મીલમાં બનેલું, મોંઘા મલમલનું સ્રીનદાર પહેરન જોવામાં આવતું હતું. પ્લીટપર લગાડેલાં ગોલ્ડનનાં બોમ્બે ફેસનનાં મનરંજન નકસીદાર ત્રણ બટન, ચંદ્રના પ્રકાશથી અજબ ચળકાટ આપી રહ્યાં હતાં. પહેરન પર ચઢાવેલા અર્ધ લીલા અને અર્ધ જાંબવા રંગના મખમલનો, ડબલ કૅાલરનો વૅાસ્કુટ, કે જે નિરક્ષર વર્ગમાં "ઘોડાના તંગ"ના ઉપનામથી ઓળખાયછે તે,

શોભામાં વૃદ્ધિ કરતો હતો.!! ઉપરના ખીસ્સામાં સુવર્ણના ફેશનેબલ છેડાથી બંદીવાન કરેલું, આધુનિક સમયમાં ઉંચ-થી અધમ વર્ગના જન મંડળમાં ઘરાણારૂપ ગણાતું, કોઇ ઉંચા મેકરનું પેટેન્ટ વૉચ લટકાવેલું હતું. સર્વત્ર શાન્ત હોવાને લીધે તેનો ટીકટીક થતો તીણો અવાજ, કર્ણ પર આવી અથડાતો હતો. શીન પર આવેલા પૉકેટમાં ખોસેલો એક નાનો પોપટીઆ રંગથી રંગીત જાપાનીઝ રેશમી રૂમાલ, તે જાણે પોતાના સ્વામીની આંતરવૃત્તિ અન્યને રોશન કરતો હોયની! તેમ અરૂણોદયના સમયમાં છૂપાતા તારાગણના નાદે ડોકીયાં કરતો, થોડો થોડો બહાર દેખાતો હતો. મંદમંદ પવનની લહરી વડે આમ તેમ ઉડી રહેલો હોવાથી, આપણને તેવી નીચ વૃત્તિથી વિરક્ત રહેવા. નકારના ચિન્હથી નોટીસ આપતો ન હોય! તેવાં વિચાર કલ્પના રૂપી મોજાં, અંતરોદધિમાં ઉત્પન્ન કરતો હતો. પગની પાની લગી પહોંચતું પનાદાર મેનચેસ્ટરના ટ્રેડ માર્કથો વિભુષીત થએલું, ઝીણી કિનારનું બારીક ધોતીયું ઘણી સફાઇથી ચીપીચીપી પહેરેલું હતું. પગમાં બ્લેક કલરના વિલાયતી ચેકલેધરના ચકચકીત બૂટ શોભતા હતા, હસ્તાંગુલીએ ચઢાવેલી રત્નજડીત મુદ્રિકાનો ઓપ તો કંઇ ઓરજ પ્રકારનો હતો. નજદીકમાં ઇમીટેસન શીલ્કની લેડીફેસનની છત્રી બાંકને અઢીંગી તીરકસાકૃતિમાં પડેલી હતી. આ બધો ઉપરોક્ત

ઠાઠ તેની શ્રીમંતાઈનું તેમ શોખીનપણાનું સંપુર્ણ ભાન કરાવતો હતો.

બેઠેલો તરૂણ પુરૂષ પોતે પાનપટ્ટી ચાવતો, પગને આમતેમ હલાવતો, નેણુને નચાવતો, ઘડીકમાં ઉભો થતો ને ઘડીકમાં બેસતો, મનમાં અતી મગ્ન થતો, ફરીફરીને પાછું વળી જોતો હતો. જે ઉપરથી તે કોઈના આગમનની રાહ જુએ છે. એવું સહજ અનુમાન થતું હતું. બાગનાં પૂર્વ તરફના દરવાજાનાં દ્વાર ઉઘડયાં. એક તરૂણ બાળા બાગમાં આવતી તેની દૃષ્ટિએ પડી. તુરતજ ઉંઘવાનો મિથ્યા ડોળ કરી બાંક ઉપર આડો થયો. આવનાર યુવાન બાળાએ પોતાનું આંગ શ્વેત વર્ણના વસ્ત્રથી આચ્છાદીત કીધું હતું. લલાટપટપર પવિત્ર ભસ્મ લગાડેલી હતી. ગ્રીવામાં આભુષણરૂપે ફક્ત એક તુલસીની માળા ધારણ કરી હતી. હસ્તમાં બંગડીને બદલે રૂદ્રાક્ષના બેરખા પહેરેલા હતા. કરકમળપર લીધેલાં દેવસેવાનાં સ્વચ્છ પાત્ર, ચંદ્રના પ્રકાશને લઇને ઝળકાટ મારતાં હોવાથી, તેનું ગૌર વદન વિશેષ શોભી રહ્યું હતું. આ ઉપરથી તે કોઇ વૈધવ્ય દશાને પ્રાપ્ત થએલી, તથા પરમાત્માની પરમ ભક્ત હોય, એમ ભાષ થતો હતો. પોતે નાસાગ્ર દૃષ્ટિ રાખી, દેવમંદિરે વધુ વખત વ્યતિત થઇ જવાથી, તથા કોઇનો પણ સંઘાથ નહિ હોવાથી તેમ રાત્રીના ભયબીત સમયને લઈ ઉતાવળી ઉતાવળી સ્વગ્રહ તરફ ગમન કરતી હતી.

મૃગ યુથથી વિમુખ થએલી મૃગલીની માફક, જોરથી ધસતી યુવાન બાળા, બાંક આગળનો રસ્તો પસાર કરતી આગળ વધતી હતી, એટલામાં તો " વાહ ! રમણી વાહ !! ઠીક સમયપર મેળાપ થયો " કહેતાં અત્યાર સુધી ઉંઘવાનો ઢાંગ કરી સુતેલા યુવાને ઉઠીને, બાળાના સુકોમળ હસ્તને પકડી આગળ વધતી અટકાવી. કોઈ અપરીચીત પુરૂષ વ્યક્તિને આમ એકાએક સ્વતંત્રતાથી, હસ્ત સ્પર્શ કરતાં જોઇ બાળા સફાળી ચમકી–કંપી. કરકમળમાંનાં પુંજા પાત્ર પૃથ્વીપર પડી ગયાં. શરીરમાંની રક્તવાહીનીઓ જોસબંધ ધડકવા લાગી. રોમાંચ માત્ર ખડાં થઈ ગયાં. ગૌરવદને રતાશ પકડી અને થોડીવારમાં સર્વાંગે શીત છવાઇ ગઇ. મોંઢેથી એકપણ અક્ષર બોલી શકી નહિ. ક્ષણભર મૌન રહી.

"હૃદયેશ્વરી ! નિર્ભય રહો. આમ ભયભીત કાં બનો"
"છો !" હસ્તપર જરાક ઈશારાયુક્ત દબાણ કરી "કેમ"
"બોલતાં નથી ! શરમાઓ છો શું ! ઉંચુ જુઓ ઉંચુ !"
"મારા સમ ! આમ નીચું તે કયાં સુધી ન્યાળશો ! લ્યો હવે"
"મૌનપણાને તજી દઇ વિરહાનલની પ્રચંડ જ્વાળથી બળતા"
"આ તમારા વ્હાલાને પ્રેમરસમાં રગદોળી સત્વર શાન્તિ"
"આપો !" પ્રેમ બતાવતાં યુવકે કહ્યું."

"ભાઇ ! ભાઈ !! આશું બોલો છો !!! આપ જેવા"
"સજ્જનના મુખમાંથી આવું ભાષણ નીકળવું શોભે કે !"

"વિચાર કરી અબળાપર આવો જુલમ ગુજારોમાં ! ભાઇ !"
"મારો હસ્ત મૂકી દો !" ધિરજ ધારી તરૂણુ બાળા"
"કરૂણુ સ્વરે બોલી."

"હાથ મૂકવાની હવે આશા રાખશો માં ! ભાઈ કહી"
"રાઈ ચઢાવવાની તમારી પછાડ઼ મારા હૃદયમાં ભરાઇ રહી"
"છે. માટે હવે તમારી ચતુરાઈ પાઇપુર પણ મારા આગળ"
"ચાલનાર નથી. જુઓ ! આ સ્થળ એકાન્ત છે. તમારા"
"અને મારા સિવાય અન્ય કોઇ આ સ્થળે છે નહિ. જેથી"
"હવે નાહક વિલંબ નહિ કરતાં તમારાપર આશક્ત થએલા"
"આ ભોગી ભ્રમરને નિરાશાની ઉંડી ખાઇમાં ન નાખતાં"
"પુર્ણેન્દુ સમાન શાન્તિદાતા હે પ્રાણુવલ્ભા ! ઠીક સમય"
"મળ્યો છે તો પ્રિતીરસનું પાન કરાવા તત્પર થાઓ !"

તરૂણુ પુરૂષે કંઇક દમામ અને કંઇક વિનય મિશ્રીત ઉદ્ગાર કાઢયા.

"બાપુ ! આવાં અયોગ્ય વચન વદી, પાપનાં પોટલાં"
"બાંધો માં ? ઉપાડવાં અતી અઘરાં થઈ પડશે ! ભલે સ્થળ"
"એકાન્ત છે. આપણુ ઉભય સિવાય અન્ય કોઇ છે નહિ."
"પરંતુ એક પરમેશ્વર તો છેનાં ! તેનો જરા ડર ધરો !"

"પરસ્ત્રીનો પ્યાર તે ઘરબારને ગુમાવનાર છે. સુંદ"
"રીનો સ્નેહ તે દેહને દમનાર છે. કામીનીથી કામ તે"
"બદલામને બેસાડનાર છે. પ્રમદાથી પ્રિત તે પુરૂષાર્થને"

"પાડનાર છે. અને ગોરીથી ગોઠ તે છેવટે મોતને મેળવનાર" "છે. માટે તમારી આ દુર્બુદ્ધિને દુર કરો, નિતીથી અનુ-" "સરો, અને આ અબળાનો કર પરહરો, એથીજ તમારૂં" "શ્રેય છે." સાધ્વી સ્ત્રીએ શાન્તિથી કહ્યું."

"ચાલ હવે પરમેશ્વરવાળી ! પરમેશ્વરને કોણ પ્રીછેછે !" "મારૂં ગમે તે થાય તેની મને યત્કિંચીત પણ દરકાર નથી." "કેમ હવે કબુલ છે કે નહિં ! કે પછી બળાત્કાર ! કહી" "દે ઝટ ! જો રાજીખુશીથી કબુલ કરશે. તો તને રાજાની" "રાણી જેટલું સુખ મળશે. અને તારૂં દુઃખ માત્ર દુર" "થશે ચાલ હવે વાર કરવામાં માલ નથી તાલ બધો" તફરકે થાય છે!" યુવકે ઉકાળ્યું.

"પાપી ! લવતાં જરા લાજતો નથી ! આવાં કઠોર "વચન કહેતાં તારી જીભ તૂટી કાં નથી પડતી ! તું મને" "અબળાને આમ કવખતે એકલી જાણી સતાવવા ધારે છે" "કેમ ? કિન્તુ આ અબળા નથી. પણ પ્રબળા છે. યાદ" "રાખ કે પૃથ્વી રસાતળ જાય. નેવનાં નીર મોભે ચઢે," 'શશાંક પોતાની શીતળતા તજી દે, દિન કર હીમરૂપ બને" "અને ત્રીપુરારિ પોતાનું ત્રીજું લોચન ભલે ઉઘાડે, તો" "પણ હે કામી—લંપટ તારા આવા દુષ્ટ વિચારને હું કદી" "પણ કબુલ કરનાર નથી." તરૂણ સ્ત્રી તપીને બોલી."

" ચાલ હવે છકેલી છોકરી ! જોઉં તને મોટી પ્રબળા !"

"તું કેવી પ્રબળા છે. તે હમણુાંજ જણુાશે ! તારા આવા"
"બળ કરીને બોલવાથી હું કંઇ ડરી જવાનો નથી ! તારા"
"જેવી તો અનેકને મેં તોબા પોકરાવી છે. તો પછી તારૂં"
"તે શું લેખું ! બોલ ! તારૂં આ વખતે કોણુ બેલી છે !"
"નાહક લવારી કરી તારૂં ભવીષ્ય તું તારા હાથેજ બગા-"
"ડવા બેઠી છે ! વિચાર કર ! કે મારા જેવો ફાંકડો-છે-"
"બીલો પુરૂષ તને સ્વપ્ને પણુ મળનાર નથી ! જેથી હાથે"
"ચઢયો હીરો તું શું કામ ગુમાવે છે ? અને આખરે"
"બળાત્કારથી પણુ તાબે તો થવુંજ પડશે. યાદ રાખ !"
"કે હું કદાપી કાળે તને છોડનાર નથી. તો પછી તું સ-"
"વેળાજ સમજી કાં નથી જતી ! માત્ર તારી મનોહર"
"છબી મારા હૃદયપટપર રમણુ કરી રહી છે. અને તેથીજ"
"તારા આવા વજ્રસમાન કઠોર શબ્દો શ્રવણુ કરૂં છું."
"નહિ તો "પાપી" શબ્દનો બદલો તને હમણુાંજ મળી"
"જતે. ! કેમ હવે મન માને છે ! કે પછી મદનમાં બળતી"
"મદનની આગને મારે પ્રયત્નથી :શાન્ત કરવી પડશે !"
યુવાને ક્રોધીત બની કહ્યું.

"અરે ! વિષયમાં અંધ બનેલા કુતરા ! જરા કાન ધર !" સરોવરના ત્રટ તરફથી સારંગીનો સુંદર સરોદ સંભળાયો. ગાનારે ગાવા માંડયું.

"*પરસ્ત્રીથી પ્રિતી કરનારારે; જરા જો તારા હાલ શા થનારા"
"જેને દેવ સરીખા ડાહ્યારે; દુઃખના ડુંગર નીચે દબાયા"
"ઉપરથી સારી ભીતરથી છે ભારી; નારી નઠારી ગુમારા(૨)"
"નેણાં નચાવી પ્રિતીમાં ફસાવી; દબાવી દેવામાં દે દારારે—જરા"
"જોબન જાતાં ખાલી જર થાતાં; એ દારા જુએ ન સામું તારા(૨)"
"મોટા મોટાને લંગોટા વળાવી; બનાવી દીધા બિચારારે જરા"
"જારી રમ્યા તેની થઇ છે ખુવારી; સહ્યા સંકટ શીર ભારા(૨)"
"પરઘેર જાએ ન માન જરાએ; શ્વાન તુંથી બહુ સારારે—જરા"
"કાચી જુવાનીને સાચી માની હે; રંગે રાચી રહેનારા (૨)"
"સુંદર આ શીખ લેજે ઉતારી તું; અંતરમાં યાર મારારે—જરા"

* * * * *

"સાંભળ્યું ! સાંભળ્યું !! એમાં તે શું સંભળાવે છે!"
"એવા દમડીને માટે ઘરઘર ભટકતા, સંખ્યાબંધ ભિખાર"
"ચટ્ટુ મારા આંગણામાં હંમેશાં અથડાય છે. અને પોતાના"
"પેટનો પાતાલ ખાડો પૂરવા સારંગીનાં તુમડાંપર તાર"
"ચઢાવી, આમ તેમ રવડતાજ ફરે છે. મુગ્ધે ! હજુ તે"
"ઓરગન, હારમોનિયમ અને ફોનોગ્રાફના ફક્કડ સુરનો"
"આસ્વાદ અનુભવ્યો નથી, એટલે શું જાણે ! વાસ્તવીક"
"નજ જાણે ! કિન્તુ એકવાર મને પ્રેમથી ભેટ ! અને પછી"
"મારા વૈભવનો અનુભવ કર !" તરૂણે તરતીબથી કહ્યું.

---

* મન માયાના કરનાસરે—એ રાગમાં ગવાશે.

"અરે ! માનવીના ખોળીઆમાં ભરાઈ બેઠેલા નીચ"
"પિસાચ ! પરસ્ત્રીપર આમ આશક્ત થઇ મોત વિના શું"
"કામ મરે છે ! તારા રૂપ અને વૈભવને એક પાસેથી"
"આગ મૂકી સળગાવી દે ! તારા જેવા હીરાને બદલે તારી"
"જનેતાને પેટે જોતું પત્થર પડયો હતે, તો તે પૃથ્વીપર"
"વસતા જન મંડળના મલીન પટનો મેલ કાઢવાનાં ઉપ-"
"યોગમાં આવતે ! કિન્તુ આતો "ધોબીનો કુતરો ના રહ્યો"
"ઘરનો ને ના રહ્યો ઘાટનો"

"અરે ! નફ્ટ ! અનેકને તોબા પોકરાવી તેમાં તે"
"શી બહાદુરી કરી ! તારા જેવા અબળાની લાજ લૂટનાર"
"વ્યભિચારી ભામટાઓને આ દુનીઆમાં સહુસ્ર ધિક્કાર"
"હા ! કિન્તુ મને તેવી ધારીશ માં ! "

"કુટીલ-નિર્લજ ! તું ગમે તેમ :મથી મરે તોપણ"
"હું પ્રાણાન્તે તારી દુષ્ટાભિલાષાને તાબે થનાર નથી !"
"ખબર નથી કે દુપદ સુતા દ્રૌપદીની લાજ લૂંટવા આવ-"
"નાર કેચાકીચકના કેવા બૂરા હાલ બન્યા હતા ! ખબર"
"નથી કે સીતાનું હરણ કરનાર મદોન્મત્ત રાવણનાં દશે"
"મસ્તક રણમાં રોળાયાં હતાં ! અરે ! એટલુંજ નહિ પણ"
"તેના રાજનું તેમ કુળનું નીકંદન થયું હતું ! ખબર નથી"
"કે રાણકદેવીને બળાત્કારે પટરાણી કરનાર પાટણના પ્રખ્યાત"
"નરેંદ્ર સિદ્ધરાજનો નિર્વંશ ગયો હતો ! ખબર નથી કે"

"ચાંપરાજ હાડાની સ્ત્રી સોનારાણીના શીરપર માત્ર એક"
"જુઠું કલંક મૂકતાં શેરએકના શીરચ્છેદનો હુકમ થયો હતો."

"દુષ્ટ મતિના દાનવ! સુરપતિ અને શશાંક સરીખા"
"પણ, પરસ્ત્રીની પ્રીતી કરવાથી રતી પણ સુખ પામ્યા"
"નથી! તો પછી તારી તે શી ગણુના! ખરે! "વિનાશ"
"કાળે વિપરીત બુદ્ધિ!" મારો બેલી તો મારે માથે"
"રક્ષણાર્થે હાજરાહજુર બેઠેલો છે. અને મારૂં ભવિષ્ય તો"
"તે દિન પરદિન સુધારી રહ્યો છે. કિન્તુ તારૂં ભવિષ્યજ"
"આ તારૂં અરિષ્ટ સુચવે છે!"

"માટે એ અક્કલના દુશ્મન! અક્કલને જરા પાસે"
"આવવા દે! અને એ નરપશુ! તારી વિષય વાસનાને"
"દુર કરી મારો હસ્ત મૂકીદે! નહિ તો પછી જોબનના"
"મદમાં મસ્ત બનેલા મર્કટ! અરે એ નર ખર! પર-"
"સ્ત્રીને પજવી સાર કાઢનાર નથી!" સાધ્વી સ્ત્રી ઉગ્રરૂપ"
ધારણ કરતાં, તીરસ્કાર યુક્ત નજર કરી બોલી. પુનઃ
સારંગીનો સુર સંભળાયો.

"*અરે શું જોબનનું અભીમાન, જણાવે જગ મહીંરે"
"ખરે જો વિદ્યુત વેગ સમાન; જનારૂં એ વહીરે"
"જનારૂં એ વહીરે; રાખ્યું રે'શે નહિરે— અરે શું."
"જોબન મદમાં મસ્ત બનીને કુ..................હ્યોફરે"

---

* પિતા શો માનવનો અભિમાન—એ રાગમાં ગવાય છે.

"પાપ તણાં પગલાં નિત ભરતાં ના..................રે ડરે"
"હૈયા ફુટ હેવાન......................................અરેશું"
"કાચી કળી ખુબ ખીલી અંતે પુષ્પ થઇ ખરી જાય છે"
"દિનકર ઉદે થઇ ખુબ તપી મધ્યાન પછી અથમાય છે"
"જોબન તણા એ હાલ આવીને જસ જો ખાય છે."
"મૂરખા ધરીને માન જોબનનું વૃથા કુલાયછે–અરે શું"

* * * * * *

"કમજાત ! લુચ્ચી ! બસ હવે તારો બકવાટ બંધ" "કર ! શું હું મૂર્ખ ! શું હું મર્કટ ! ઠી....ક અને પરમે-" "શ્વરતો તારૂં ભવિષ્ય સુધારતો જાય છે કેમ ! લે ત્યારે" "બોલાવ તારા હાજરાહજુર પ્રભુને ! જોઇએ તે કેવો મદદ" "કરે છે !" એમ કહેતાં પકડેલો હસ્ત મૂકી દઈ, ઉભય હસ્તને પહોળા કરી, સહજ નીચો નમી, કટીભાગમાંથી પકડી, તેને પૃથ્વીપર જેવો પટકવા જાય છે, તેવીજ પોતાનું શીળવ્રત ભંગ થવાના ભયથી એકદમ "પ્રભુ ! આ દિન અબળાની વ્હારે ધા ! અને આ પાપાત્માને ખા !" એવી કારમી ચીસ પાડી તે તરૂણ સાધ્વી સ્ત્રી, માનસરોવર તરફ જોરથી ધસી !

છટકીને કયાં જવાની છે ! હમણાં પકડું છું. કહેતાં રોષ અને ક્ષોભથી ઉત્તેજીત થએલ વિષયાંધ યુવક પણ તેની પૂંઠે પુરપાટીએ ધસ્યો. ભયભિત બાળા જોસથી ધસતી હતી.

યુવાન પણ તેટલાજ જોરથી દોડતો હતો. ક્ષણવારમાં સરોવરનો કિનારો આવી લાગ્યો. યુવતિએ પોતાના પ્યારા પ્રાણની પણ પરવા ન કરતાં અંતઃકરણનો છેલ્લો ઉદ્ગાર કાઢયો કે, "હે! પવિત્ર માનસરોવર! હું તારે શરણે આવું છું. તો આ પાછળ પડેલા પ્રચંડ" "પિસાચથી મારૂં રક્ષણ કરજે!" એક મોટો ધબાકો થયો. સફેદ વસ્ત્રમાં વીંટળાએલી બાળા સરોવરને તળીએ જઈ બેઠી. માનસરોવરનું વિશાળ વારી ફરી વળ્યું. ક્ષણવારમાં હતી ન હતી થઈ ગઇ. તેના પવિત્રાત્માને પરમાત્માએ તુર્તજ એક હીરા રત્ન જડીત દિવ્ય વિમાન મોકલી, પોતાની હજુર બોલાવી લઇ અખંડાનંદનો ભોક્તા કીધો. અને તેની અવસાન કાળે કરેલી પ્રાર્થના પણ લક્ષમાં લીધી. તુર્તજ ચાલ ઉપર એક બીજો ધબાકો થયો. પાપાત્મા પડયો. ખરે! વિષયમાં અંધ બનેલ મનુષ્યને કંઇ પણ સૂઝતું નથી. આપણો યુવક પણ અંધ બની વિષયાભિલાષની ધુનમાં યુવતિ નજીક આવતાં અંક ભરી જેવો પકડવા જાય છે, તેવોજ ચાલ પરથી પગ ખસી જતાં, ઉંધે મસ્તકે પત્થર પર પટકાઇ ગયો. પત્થર એટલે તો પછી પૂછવાનુંજ શું! તેનું માથું ફુટી ગયું. બેંગલોર કેપ દૂર જઇ પડી. કોસમેટીકથી સફાઇબંધ ઓળેલા ગુચ્છાદાર વાળ વીખરાઇ ગયા. ગ્રીવા પર ધારણ કરેલા કૉલરે કાશળ કાઢયું. નેકટાઇએ નખોદ વાળ્યું. ચૂરત કરેલા વૉસ્કુટે

ચૂસી લીધો. પૉકેટમાં ખોસેલા જાપાનીઝ રેશમી રૂમાલની આંન્તરવૃત્તિ પારખવાની ધારણા સત્ય ઠરી. પગની પાની લગી રોળાતા પનાદાર મેનચેસ્ટર ધોતીયાએ ધરણી ભેગો કરી દીધો. ઉભયપગો, વિષયાંધ બની પરસ્રીની અભિલાષા રાખનારની આજ દશા, દર્શાવતા લાંબા ટુંકા થઈ પત્થર પર ઘસાવા લાગ્યા. ખળખળ કરતી લોહીની નીક વહેવા લાગી. અને નિમેષ માત્રમાં આ દુનીઆમાંથી એક પાપી જીવ ઓછો થયો.

અહાહાહાહા!!!! વાંચક! આ બનાવ પ્રભુ પોતે કેવા અદલ ઇન્સાફી છે, તેનું આપણને તાદૃષ્ય ભાન શું નથી કરાવતો! માટે તું પણ આ દુનીઆમાં સર્વ વ્યાપક શ્રીહરિથી ડરીને ડગલું ભરજે! કિન્તુ પેલા તરૂણ પુરૂષના જેવાં કાળાં કૃત્ય કરજે માં!

વાંચક! આ સ્થળે તું સાધ્વી સ્રીનો અફસોસ નહિ કરતાં, તારા આનંદ યુક્ત મુખથી કહે કે એવી અડગ પતિવૃતા સ્રીઓને આ દુનીઆમાં એક વાર નહિ પરંતુ અનંતવાર ધન્ય હો! અને પેલા દૃષ્ટિ ગોચર થતા સબની પાછળ, ઉત્સાહ પૂર્વક તાલીઓ પાડતાં સ્વમુખેજ કહે કે, આ દુનીઆમાં એવા કુકર્મી-કામાંધ પુરૂષના જીવીતને સહસ્ર ધીક્કાર હો!

વારૂ એતો ઠીક! પરંતુ એ તરૂણ પુરૂષ તથા સાધ્વી સ્રી કોણ હતાં! તેની તને ઓળખાણ પડી? અનુમાનથી

અટકળ તો કીધી હશે કે, એ યુવાન પુરૂષ તે પેલી "રત્ન-ગૌરી" એ જેને માટે પ્રપંચજાળ પાથરી હતી તે "રશીક-લાલ!" અને પેલી તરૂણુ યુવતિ તે આપણી ટેકીલી, કહો કે તેના કુળમાં એક મણિ તુલ્ય ઉત્પન્ન થઇ, ઉભય કુળને અજવાળામાં આણવાવાળી "મોતીગૌરી" જ હતી. અસ્તુ!



# નવમ્ પરિચ્છેદ.

## વિખનો પ્યાલો.

### દોહરો.

પાપ કામ ગુપ્ત ન રહે, ખુલ્લું થાય ખચીત;
પાપ કુંભ પુરણ થતાં, મરે કમોતની રીત. ૧



સમય રાત્રીના દ્વિતય પ્રહરનો છે. પ્રાણી માત્ર દિવસના અતિ શ્રમથી લોથ પોથ થઇ, ભરનિંદ્રામાં ઘસઘસાટ ઘોરતાં હોવાથી, સઘળે શાન્તિ પ્રસરી રહી છે. ફક્ત એક તમરાંના તીણા અવાજ સમસમ કરતા કર્ણગોચર થાય છે. કયાંક કયાંક શ્વાનોનું ભસવું પણ શ્રવણ થાય છે. જવલ્લેજ વેપારી વર્ગની દુકાન ખુલ્લી જોવામાં આવે છે. અને તે પણ વધુ વખત વ્યતિત થઈ જવાથી, ઉતાવળે ઉતાવળે ખડતાલ બંધ કરી હીસાબી ચોપડાનું પોટકું, બગલમાં મારી પોતીકા ગૃહવાસ તરફ ગમન કરતા દ્દશ્ય થાય છે.

આ વખતે મહંતપુરૂષની પંક્તિમાં મૂકાએલા, પ્રખ્યાત મહારાજા ધિરાજ "શયાજીરાવ"ની સુશોભીત રાજ્યધાની "વિરક્ષેત્ર"

નગરના "આનંદપુરા"માં આવેલા, એક સાધારણ સ્થિતિના મકાનના ઉપલા માળપર મંદમંદ પ્રકાશ ફેંકતો ઝાંખો દીપક બળી રહ્યો છે. નીકટમાં કોઈ સ્ત્રી-પુરૂષ સામસામી બેઠેલાંછે, તેમની ગ્લાન પામેલી મુખાકૃતિ તરફ દૃષ્ટિ કરતાં, ઉભય પર કોઈ મહત્ અનિવાર્ય વિઘ્ન વાદળું ઝઝુમી રહ્યું હોય એમ ઉદ્‌ભવાય છે, પુરૂષના હસ્તમાં શ્વેત કાચનો એક વિખથી છલાછલ ભરેલો પ્યાલો છે. અને તે ક્રોધ યુક્ત મુદ્રાથી પોતાનો કર લાંબો કરી, સન્મુખ બેઠેલી સ્ત્રીને પી જવાનો અત્યાગ્રહ કરે છે.

અહીં પ્રશ્ન ઉઠશે કે, આમ એકાએક તે સ્ત્રીને ઝેર આપવાનું શું પ્રયોજન હશે? પ્રત્યુત્તર કે તેના સમાધાનને હવે ઝાઝી વાર નથી. ઝેરનો પ્યાલો મુખ આગળ લાવતાં તે સ્ત્રી, પોતાનું મુખ પાછું ફેરવી પીવાને માટે આનાકાની કરે છે. "કમજાત! કેમ માનતી નથી! શું તારે આખી જ્ઞાતમાં મારૂં નાક કપાવવું છે?" પુરૂષ બોલ્યો.

"પિતાજી! જ્ઞાતમાં તો શું? પરંતુ સમગ્ર સંસારમાં"
"જ્યારથી તમે નવ હજારની થાપ મારી, નવ વર્ષના નગ્ન"
"ફરતા બાળક સાથે મારૂં લગ્ન કીધું. ત્યારથીજ નાક કપાઇ"
"ગયું છે. હવે કપાવામાં બાકી શું છે? ભલે તમે જ્ઞાતમાં"
"મોટા થઇને કાં ન ફરો!"

"પરણાવ્યાને હજી પંદર દિવસ તો પુરા થયા નથી,"
"એટલામાં તો બળીઆકાકાએ તેની મુલાકાત લીધી. અને"

"જોતજોતામાં કાળે તેનો કોળીયો કીધો. તમે તો તમારો"
"સ્વાર્થ સાધી, નવ હજારથી પાપી પેટ ભર્યું! પરંતુ મારે"
"મારી જીંદગી શી રીતે ગુજારવી તેનો કંઇ પણ વિચાર"
"કીધો હતો? જવાબમાં ના–જેથીજ હું આ ભુંડી દશાને"
"પ્રાપ્ત થઇ."

"પ્રથમ તો હું જ્યારે પૈસા લાવતી હતી. ત્યારે"
"તો તમે ડબાક લઇ ગોખલીમાં મૂકી, લક્ષ્મીની લાલચે"
"આંખ આડા કાન કીધા. નવાં નવાં વસ્ત્રાભૂષણ ધારણ કરતી"
"હતી, ત્યારે પણ તમે ન પૂછ્યું કે, આ બધું તું કયાંથી"
"લાવે છે? શું કરવા પૂછો! તમારે તો જે પૈસા બચ્યા તે"
"ખરા! કેમ એજ કે બીજું કંઇ? અને હવે મને આમ"
"રાતાપીળા થઇ ઝેર આપવાને તૈયાર થયા છો! તો બાપુ!"
"મને ઝેર આપી એક સ્ત્રી હત્યા, તેમ બીજી ગર્ભ હત્યા"
"કરશો માં! પ્રભુને ત્યાં શો જવાબ દેશો?"

"વિચાર કરો કે બાગનો રક્ષક બાગના રક્ષણાર્થે,"
"ચોતરફ મજબુત વાડ ન કરે તો તેની સુગંધને લઇ,"
"અનેક પશુ તેમાં પડી તેનું ખેદાન મેદાન કરી નાખે,"
"તેમાં બિચારા પામર પશુ તેમ બાગનો શો દોષ? તમે"
"તમારે હાથેજ પગમાં કુહાડી મારી છે. તો પછી હું ઝેર"
"પીવાની નથી." પુત્રિએ પામર બની કહ્યું.

"જરા ધીરી મર ધીરી! નીચે જતું આવતું કોઇ"

"સાંભળજો ! લુચ્ચી ! તારે જ્યારે ઝેર પીવું નહોતું, ત્યારે"
"પ્રથમથીજ તેં તારૂં મુઝતું કાં ન કીધું ? કે આમ આ-"
"ખર વખત આણી મેળવી ધોળાંમાં ધૂળ નાખવા તૈયાર"
"થઈ ? આ ઝેર તારે પીવુંજ પડશે. જો તું સીધે રસ્તે"
"નહિં પીએ, તો પછી બળાત્કારે પણ તારી છાતી પર"
"ચઢી બેસી, મારે નિર્દયપણે પાવુંજ પડશે. માટે કંઈ"
"પણ આનાકાની કીધા સિવાય મુંગે મોંઢે, એકદમ ગળે"
"ઉતારી જા. કેમ ! ઉતારી જાય છે કે નહિ ?" પિતાએ
ધમકી બતાવી બોલ્યું.

"પિતાજી ! ધોળાંમાં ધુળ તો કયારનીએ પડી ચૂકી,"
"આ બનાવ કંઈ પહેલીજ વારનો નથી. આવા તો અનેક"
"બનાવ આ દુનીઆમાં બન્યાજ જાય છે. અને તે તમા-"
"રી દૃષ્ટિએ દેખો પણ છો. છતાં તમે કુંભકરણની નિદ્રા-"
"નો ત્યાગ કરી, બાળ લગ્નના બુરા રીવાજને કયારે અટ-"
"કાવો છો ? તેમ પુનર્વિવાહને કયારે પસંદ કરો છો ?"
"તમારે તો પૈસેથી પાપી પેટ ભરવું છે. અને બિચારી"
"દુહિતાને દુઃખમાં ધરી કસાઇનું ક્રૂર કામ કરવું છે. તો"
"મને ડોળા કાઢી ડસવશો માં ? મને તો મારો જીવ બહુ"
"વ્હાલો છે. !"

"જ્યારથી મારા જાણવામાં આવ્યું, ત્યારથીજ મેં"
"અનેક ઉપાયો યોજવા માંડ્યા. પરંતુ પ્રભુની ગતી ગહન"

"છે. તેની કૃતિને કળી શકવા કોણ સમર્થ છે? હજારો"
"પૈસા બરબાદ કીધા કિન્તુ કંઇ પણ ટીકી લાગી નહિ."
"જેથી હું લાચાર છું."

"બાપુ! મને ઝેર પાશો માં? અને તમે ઉભય હત્યા"
"રા થાશો માં? મારા સાંભળવામાં આવ્યું છે કે "રાજન-"
"ગર" ( અમદાવાદ )માં મહુંમ "મહીપતરામ રૂપરામ ની-"
"લકંઠ સી. આઇ. ઇ."ના તરફથી એક વિશાળ અનાથા-"
"શ્રમ ખુલ્લું" મૂકવામાં આવ્યું છે. અને તેમાં મારા જેવી"
"વિધવા સ્ત્રીઓને પણ રાખવામાં આવે છે. તો હું તમને"
"આજીજી પૂર્વક કાલાવાલા કરીને કહુંછું કે, મને ત્યાં"
"મૂકી આવો. પ્રસુતકાળ વ્યતિત થતાં હું પાછી આવીશ."
"એટલે પછી આ વાત કોઇના પણ જાણવામાં આવશે"
"નહિ. અને તમે ઉભય હત્યાથી બચી જશો! આબરૂ પણ"
"સચવાશે. બાપુ! મને તો એજ રસ્તો ઉત્તમ લાગે છે."
"માટે તમે તમારો ક્રોધ સમાવો. અને મને ઝેર આપ-"
"વાનું માંડી વાળો, એજ આ દિન પુત્રિની દલીલ છે."
"પુત્રિએ ઉગરવાની યુક્તિ યોજી.

"ઠીક! ફારગત થઇ હજી કાળાં કર્મ કરી મારા કુળ-"
"માં કલંક લગાડવું છે કેમ? લોકતો અંધ હશે! કે હજી"
"સુધી કંઇ જાણતાંજ નથી? નફટ! હું તારૂં ચરિત્ર બધું"
"સમજુંછું. પણ યાદ રાખ કે હું તને પીવડાવ્યા સિવાય"
"કદી છોડનાર નથી. ચાલ! લે આ પ્યાલો! પીએ છે કે"

"નહિ!" એમ કહી રક્ત લોચન યુક્ત વિકાળ ચ્હેરે ધુ-"
"ટણીએ પડી, તેના મુખપર એક જોરથી તમાચ ચોઢી"
"વાળી, તમાચ પડતાં વાર ભયથી ગભરાઈને તે બિચારી"
"હાથમાં પ્યાલો લઇ, આંખમાંથી અશ્રુ ઢાળતી ગટ ગટ"
"ગટ પી ગઈ. અને એક દિર્ઘ નિશ્વાસ નાખતાં પ્યાલો જમીનપર પટકી દીધો.

"હા.......ય પ્રભુ! આતે પિતા કે પાપી! ઝેર આપી અંતે મારો જીવ લીધો" ક્ષણ વારમાં પીધેલું ઝેર અંગો-અંગ પ્રસરી ગયું. અને ધબ્બ દઇ તે ધરણી ઉપર ઢળી પડી. મુખમાંથી ફીણના ફીસોટા ઉપરા ઉપરી નીકળવા લાગ્યા. હાથ પગ તણાવા લાગ્યા. અને ઉઠ ઘડીમાં ઈશ્વરની ડાય-રીમાંથી એક અક્કરમી જીવ ઓછો થયો.

નીચે પોલીસની સીટીનો ભયંકર અવાજ સંભળાયો. બે ચાર પોલીસમેનો દોડી આવ્યા. ખુનીનું મકાન ઘેરી લીધું.

અમારો વાંચક વૃંદ આ સ્થળે શંકા કરશે કે, અહીં અત્યારે એકાએક પોલીસ કયાંથી? તો તેના સમાધાનમાં એટલુંજ કહી અટકીશું કે, મરનારના અંતકાળના "ઝેર આપી અંતે મારો જીવ લીધો"ના હૃદય ભેદક અવાજે, રોનચોકીના બંદોબસ્ત માટે જતા પોલીસમેનને ઓચીંતો અટકાવ્યો. પોલીસમેન દ્વાર સન્મુખ ગયો. અલ્પકાળ મોન રહી ત્યાંજ સ્થંભ્યો.

મરનારના અછાડા પછાડા સાથે, કારમી ચીસોનો માનુષી હૃદયને હચમચાવી નાખે તેવો અવાજ, પોલીસમેન ક્ષણભર સાંભળી રહ્યો. થોડા પોકારો પછી પ્રાણાત્મા ભિન્ન થતાં મૃતદેહ પડી રહ્યો. મકાન કેવળ શુન્યવત્ થઇ રહ્યું. પોલીસમેનને સદૃઢ ખાતરી થઇ કે, આ મકાનમાં કોઈ સ્ત્રીનું ગેરકાયદે ખુન થએલ છે. અને તેથીજ અન્ય પોલીસની મદદ માટે, ઉપર જણાવ્યા મુજબ તેણે સીટીનો અવાજ કીધો હતો.

પોલીસમેનમાંના એકે જઈ, નાયબ ફોજદારને એ વાતની બાતમી આપી, નાયબ ફોજદારે સીટી ફોજદારને, સીપાઇ દ્વારાએ તાબડતોબ જણાવી દીધું. એમ એકમેક ખબર થતાં પોલીસ અમલદારો એક પછી એક ત્યાં ઉભરાવા લાગ્યા. ખુનીના મકાન આગળ પોલીસની ભારે ભીડ મચી રહી. ઘરના માલીકને દમામથી બૂમ મારતાં જલ્દીથી કમાડ ખોલવા જણાવ્યું. સીપાઇ ભાઇનો સાદ સાંભળતાં ઘરનો માલીક ગભરાઇ ગયો. અને ભયભીત થઈ નાસી છૂટવા માટે આમ તેમ ફાંફાં મારવા લાગ્યો. કોઈ પણ માર્ગ હાથ નહિ લાગવાથી ધ્રુજતે પગે માળ પરથી નીચે આવી પાછલા દ્વાર તરફ દોટ મૂકી, પરંતુ તે દ્વારને તો ચોકીદાર સીપાઈએ પ્રથમથીજ બાહારની સાંકળ ચઢાવી હતી. જેથી પોતાનાં પ્રયાસમાં નિષ્ફળ નીવડતાં અંતરમાં અત્યંત ગભરાવા લાગ્યો. એટલામાં પોલીસે ફરીથી કમાડ ખોલવા જોરથી બૂમ મારી

જણાવ્યું. ભય પ્રાપ્ત થતાં પુરૂષનું પોતીયું છૂટી ગયું. તેને પુનઃ જેમ તેમ વીંટાળતો પૃષ્ટ ભાગ ખોસતો ખોસતો જાણે મહાકાલીએ આવી તેના અંગમાં પ્રવેશ કીધો હોયની ? તેમ ધ્રુજતાં ધ્રુજતાં ભાંગેલે પગે આવી દ્વારને ઉઘાડયું. દ્વાર ઉઘાડતામાંજ પોલીસ અમલદારોએ તેને પરહેજ કરી એક પોલીસમેનને સુપ્રત કીધો.

અમલદાર વર્ગ માલીક સહ ગ્રહનો આગલો ખંડ ઓળંગી ઓરડામાં જઈ ઉભો. તમામ સ્થળે બારીકીથી તપાસ કરવામાં આવી. કિન્તુ કંઇ પણ પત્તો ન લાગવાથી તેઓ ગ્રહના માળ ઉપર ચઢયા. અહીં એક ઝાંખો દીપક મંદમંદ પ્રકાશ આપતો બળતો હતો. પાસેજ કોઇ સ્ત્રીનો મૃતદેહ અવ્યવસ્થીત સ્થીતિમાં પડયો હતો. થોડેક દૂર એક કાચનો પ્યાલો પણ જોનારની દૃષ્ટિએ પડતો હતો. આ તમામ દૃષ્ટિગોચર થતાં ચાલાક પોલીસ ચેતી ગઇ કે, આ સ્ત્રીનું ખુન કરનાર તે આ હરામખોરજ છે. અન્ય નહિ. તદ્યપી પોતાની ચાલતી આવેલી પુરાની પૃથા મુજબ, તેને થોડો ઘણો મહાપ્રસાદ આપતાં ધમકી સાથે પૂછવામાં આવ્યું કે, બદમાસ ! બોલ આ બાબતમાં શી હકીકત બનેલી છે !

વાંચક ! ફક્ત દ્વી વરણના ટુંકા એવા "પા૫" શબ્દનું પણ કેટલું બધું પ્રાબલ્ય છે ! ભલે તે પાતાળમાં પેસીને

કરવામાં આવે, તો પણ તે આપો આપજ વિના પ્રયાશે ખુલ્લું થાય છે. કદાપી પરિશ્રમ પડે તો પણ આખરે તે પબ્લીક થયા સિવાય રહેતું નથી. અને પાપ તેને સત્યજ બોલાવે છે! પોલીસના મહા પ્રસાદથી ખુની થરથરી ગયો. સત્ય સત્ય હકીકત અક્ષરસઃ નિવેદન કરી દીધી. થયું!

પોલીસ અમલદારોને ગુન્હો મનાવવાની માથાકુટ મટી. મહોલ્લામાંથી બે આબરૂદાર ગ્રહસ્થોને બોલાવવામાં આવ્યાં. તેમની રૂબરૂ ખુનીની મુખ જુબાની લઇ છેવટે તેની સહી લેવામાં આવી. તેમજ ઉભય ગ્રહસ્થોની પણ મુખ જુબાની લઈ સહી લીધી. આ રીતે પંચકયાસ કરી રહ્યાબાદ, આરોપીને હાથકડી કરી મુદ્દામાલમાં કાચના પ્યાલા સાથે પોલીસમેનને સ્વાધીન કરવામાં આવ્યો. અને મકાનમાં આગલા તથા પાછલા દ્વારે તાળું વાસી, તે ઉપર અમલદારે પોતીકા નામની સહી સાથેની સીલ કરી, આગળ પાછળ બે સીપાઇનો પહેરો મૂકયો. તત્પશ્ચાત આરોપીને સખ્ત બંદોબસ્ત સાથે વગર ભાડાની કોટડીમાં કેદ રાખવાનો પોલીસમેનને હુકમ કરી, સ્થળું મંડળ ગયું તું ત્યાં વેરાઇ ગયું.

સૂર્યોદય થતાં શીશ તોડી મરનાર સ્ત્રીનાં સબને, સીવીલ સરજનને ત્યાં તપાસવા માટે મોકલવામાં આવ્યું. ડાકટરે લાસને ચીરી. પુરતી રીતે તપાસ કરી પોતાના અભિપ્રાય સાથે લખી જણાવ્યું કે, એ બાઇને હુમેલ હો-

વાના સબબથી, સખ્તમાં સખ્ત પોઇઝન આપવામાં આવેલું છે. કે તુર્તજ લાસને અવલમજલ લઇ જવાની પરવાનગી આપવામાં આવી.

પછીથી પોલીસના વડા અમલદારે ડાકટરના સર્ટીફીકેટ સાથે, તે કેશ વહીવટદાર સાહેબ તરફ કમીટ કીધો. વહીવટદારે વ્યવસ્થા પૂર્વક કામ કરી ન્યાયાધિશ તરફ, અને ન્યાયાધિશે વરીષ્ટકોર્ટ ( હાઇકોર્ટ ) તરફ તે કેશને મોકલી આપ્યો. કે વગરવિલંબે આરોપીને પીંજરામાં પૂરી કોર્ટ વચ્ચે ખડો કરવામાં આવ્યો. કેશ ચાલુ થયો. આ બાબતમાં સરકાર સિવાય વાદી તો કોઇ હતુંજ નહિ, એટલે ફક્ત આરોપીની મુખ જુબાની થતાં તેના ઉપર ઝેર આપવાનો આરોપ પૂરવાર થવાથી, કોર્ટે તેને ફાંસીનો હુકમ કીધો.

હુકમ થતાં તત્કાળજ આરોપીને ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યો. થોડીવાર આમતેમ તરફડીયાં મારતો, તથા પોતાના હાથને આમતેમ પસારતો, તે જાણે જોવા મળેલી વ્યકતિને આવું અઘોર પાપકર્મ, સ્વપ્ને પણ નહિ કરવાને સુચવતો ન હોય ! તે પ્રમાણે તેનો દુરાત્મા પાપનાં પોટલાં મસ્તકપર મૂકી, નર્કયાતના ભોગવવા આ દુનીઆને છેલ્લી અભ્યર્થના કરી, યમરાજાના દરબારમાં દાખલ થયો.

પ્રીય પાઠક ! આ કથન શ્રવણ કરી ;તારા હૃદયરૂપી સરોવરમાં, અનેક પ્રકારના તરંગ પ્રાદુર્ભાવને પામ્યા તો

હશે ! કે, આ સ્ત્રીપુરૂષ તે વળી કોણ હશે ? કિન્તુ ધૈર્ય ધર ! એ પુરૂષ તે પેલા તરૂણીના તરસ્યા "મદનપાળ" પાસેથી, ચાર હજારના પાંચ હજાર પડાવનાર, અને તે ઉપર છોગાના પાંચસો રૂપીઆથી પોતાનું પાપીષ્ટ પેટ ભરનાર, લુચ્ચાનો શીરોમણી આપણી વાર્તાનો ઉડાઉ નાયક "નગીનલાલ"નો પ્રોહીત "લોભીરામ" હતો. અને પેલી સ્ત્રી તે આપણી "મોતીગૌરી"ને બદ સલાહ આપવા આવેલી "લોભીરામ"ની પુત્રિ "રત્નગૌરી" હતી. હાલ તે કેટલોક કાળથી કમજાત પુત્રિના બ્રહ્મસંકટ નિવાર્ણાર્થે અત્રે આવી રહ્યા હતો. દુર્દૈવે કરેલા અનેક ઉપચારો નિષ્ફળ જવાથી આખરે આ ઘોર કૃત્ય આદર્યું હતું. કરેલાં કાળાં કૃત્યોનો કુંભ, આજે પરીપુર્ણ ભરાઈ રહેતાં આમ એકાએક પુટયો. અને ઉભયને યોગ્ય સાશન મળી ચુક્યું. હરિ! હરિ!!

જયાં સુધી આવાં કાળાં કૃત્ય કરનારી કુલટાઓ, તેમજ કન્યાવિક્રયની પ્રચંડ જ્વાળામાં કન્યા રત્નની આહુતી આપનાર, આવા સ્વાર્થાન્ધ પિતાઓ, અરે! નર રાક્ષસો!! હયાતી ધરાવતા હશે ત્યાં સુધી, કમભાગ્ય ભારતની ઉન્નતિની આશા સર્વાંશ વ્યર્થ છે! હેરી પૃથ્વી! તું પણ આવા પાપાત્માઓને કાં ગળી જતી નથી!!!

નવમાલિકાના કુસુમ જેવી સુકોમળ બાળીકાને, કોઈ યોગ્ય માળીના કરમાં ન સોંપતાં, ક્રુર કસાઇના પ્રચંડ પંજા તળે ચગદાઇ જતી કાં જોઇ શકો છો!

કેવળ દીકરીનાજ દ્રવ્યપર મોજ મારનાર નીચ મહિષાસુરો! તમારાં આવાં ઘોર કર્મને લીધેજ, અમારી પવિત્ર ભૂમિ અત્યારે અપવિત્રતાને પામી, શુષ્ક મરૂ ભૂમિ સમાન બની રહી છે!! તમારા પેટનો પાતાલ ખાડો પુરો! કિંવા પગ ઘસીઘસીને મરો!! કિન્તુ અમારી નિર્મળ નીરની વહન કરતી સુંદર સરિતારૂપ સુકોમળ બાળાને, ખારા સમુદ્રમાં હડસેલી મૂકવાનો તમને શો હક છે!!!

તમારાં આવાં ઘોર કૃત્યથીજ, આજે જે કંઇ અનિષ્ટ પરિણામ જુઓ છો તે આવવા પામ્યાં છે! પ્રભુ! પ્રભુ!! આવા નર્ક ગામી નર રાક્ષસો અમારી પવિત્ર ભૂમિ પર કયાં સુધી હયાતી ધરાવશે!

હતભાગી હિન્દ! પરમાત્માથી યાચ કે આવા મનુષ્ય પિસાચોથી મારૂં સત્વર રક્ષણ કર!

પ્રાચીનકાળના પવિત્ર રૂષી મુનીઓનું આત્મ કથન અત્યારે યાદ આવ્યા સિવાય રહેતું નથી! કે કલીયુગમાં "ચામડાનું નાણું ચાલશે" ખરેખર વર્તમાન કાળમાં સ્થળે-સ્થળે તેવુંજ દર્શાય છે. જ્યાંને ત્યાં ક્રુર કન્યા વિક્રયનીજ મારા મારી!

એક પશુની માફક જાહેર લીલામથી પુત્રિને વેચી મારી, નિર્દોષ બાળાને હંમેશને માટે દુઃખના કુપમાં હડસેલી મુકવી, એ કેટલી બધી ક્રુરતા! કેટલી અધમતા!!

અરેરે!!! એક બાજુએ જ્યારે ઘણા દેશવત્સલ મહાપુરૂષો દેશોન્નતિના સર્વોત્કૃષ્ટ કાર્યાર્થે કમ્મર કસી જાહેરમાં આવી, પ્રજા વર્ગને સુધારવાનો સતત્ પ્રયાસ કરી રહ્યા છે, ત્યારે એક બાજુએ આવા જીવતા જીવનું માંસ વેચનાર, નીચ અસુરો અરે! ક્રુર કસાઇઓ!! કંઇ જુદોજ ઝુંડ જમાવી દેશોન્નતિના પ્રશંશનીય કાર્યને આડે આવી આગળ વધવા દેતા નથી!!

પ્રભુ! પ્રભુ!! અમો ગરીબ ભારતવાસીઓની દિન દાદ લક્ષમાં લઇ એવા નરાધમોથી દેશને બચાવ!

જમાઇને પ્રથમથીજ ધોળે દિવસે લૂંટારા બની, લૂંટી લેવામાં આવે તો પછી પુત્રિને સુખ પ્રાપ્તીની શી આશા! માત્ર આપત્તિજ!!

બિચારી બાળા આપત્તિથી અમુઝાઇ દુષ્કર્મમાં દોરાય એમાં શું આશ્ચર્ય! કહો!! તેમાં દોષ તમારો કે તનયાનો! તેનો નિર્ણય કરવાનું કામ વિવેકી વાંચક વર્ગને સોંપતાં, અત્રે એટલું કહીને વિરમીશું કે, બાવળના બીજને વાવી આમ્રફળ ખાવાની વ્યર્થ આશા રાખનારા, તમારા આશયને અનેકવાર ધીક્કાર હો!!! ભવતુ!



# દશમ-પરિચ્છેદ.

## પશ્ચાતાપ અને મૃત્યુ.

**દોહરા.**

ધન કંન્યાવિક્રય તણું, વેગે વણસી જાય;
અહા એક બદ્દામ થઇ, પછી પૂરણ પસ્તાય. ૧
પ્રથમ વિચાર કરે નહિ, લેતાં દુહિતા દામ;
પછી અંતે પસ્તાયઃતે, કહો શું આવે કામ. ૨



કાળ રાત્રીએ પોતાનો અમલ પૃથ્વીના અર્ધ પૃષ્ટ ઉપર બેસાડી દીધો હતો. સર્વત્ર અંધકાર છવાઈ રહ્યું હતું. આકાશમાં વિરાજતા નક્ષત્ર ગણો, પોતીકા ઝગમગ થતા અલ્પ તેજથી વ્યાપ્ત થએલા અંધકારને, હડસેલી મૂકી પોતાની જીત મેળવવા મિથ્યા પ્રયત્ન કરી રહ્યા હતા. સૃષ્ટીની દરેક વ્યક્તિ અત્યારે, દિવસના પરિશ્રમથી: લોથપોથ થઈ પથારીમાં પડી, આમ તેમ આળોટતી નિદ્રાદેવીની આરાધના કરતી હતી. સર્વત્ર ચુપાચુપ હતું. ફક્ત કોઈ કોઈ વાર ઘુ ઘુ કરતા રા-

ત્રીના રાજા ઘુવડ પક્ષીના નાદ, તથા ઉકી ઉકી કરતાં શિઆળવાંના સાદ સંભળાતા હતા. તરૂવરથી ખરી પડેલાં શુષ્ક પર્ણોમાં, સર્પાદી પ્રાણીઓના અવર જવરથી ખરરરને સરરર થતો અવાજ, સમસમ કરતા તમરાંના તીણુરવ સાથે ભળી જઇ, માનુષી હૃદયમાં ભયનાં બીજ રોપતો હતો. સર્વત્ર શાન્તિ હોવાને લીધે, શ્રવણુ કરતામાં માણુસ માત્રના હોશ કોશ ઉડી જાય તેવાં વાઘ, સીંહ, વરૂ, દીપડા ઇત્યાદી જંગલી પ્રાણીઓ, દુરના જંગલમાં બૂમ મારતાં તેના ભયાનક પડઘા વૃક્ષો પર વસેલાં પક્ષીઓને ત્રાસ આપતાં, તેમના સામટા કલરવથી આખુ વન ગાજી ઉઠતાં, તે કર્ણ દ્વારે પ્રવેશી હૃદયને ધુજાવી મુકતા હતા. વિશાળ શાખા પસારી રહેલાં શુષ્ક વૃક્ષો, તે જાણે પહોળા હાથ કરીને મનુષ્યો ન ઉભાં હોય ? તેવો દેખાવ આપતાં દુરથી જોનારને ભયના કુપમાં હડસેલી મૂકતાં હતાં. પૃથ્વીથી ઉર્ધ્વ ઉડતા ઉડગણુ તારાઓ, અહીં તહીં અલ્પ પ્રકાશને આપી આ સંસારના વિષયાદિ મિથ્યા સુખનું ભાન કરાવતા હતા. નિશાચરો પોતીકા કાર્ય નિમિત્તે ઉતાવળા ઉતાવળા રસ્તો માપતા હતા. કોઇ કોઇ વારતો રોન ચોકીનો બંદોબસ્ત રાખનારનો હો....લ બે....લનો પોકળ ધ્વની કર્ણેન્દ્રિય પર આવી અથડાતાં, સુસુપ્તી અવસ્થામાં લીન થએલા નગરવાસીઓની શાન્તિનો ભંગ કરતો હતો. જ્યારે પહેરેગીરોની ઘડીઆળના ટકોરાનો

અવાજ, આ ક્ષણભંગુર જીંદગીમાંથી કમી થતા કલાકની જાણે ખબર આપતો હોયના? તેમ ભાન થતું હતું. અત્યારે બનાસ નદીનું શ્યામ વરણું વારી કેવળ શાન્ત હતું. કોઇ કોઇ વખત જળચર પ્રાણીઓ તેની શાન્તિનો ભંગ કરતાં હતાં. કિનારા પર આવી રહેલાં વૃક્ષોની દીર્ઘ શાખાઓ, સમીરના સખત સુસવાટાથી એકમેક સાથે અથડાઇ જુદી પડતી હતી. તે જાણે ભૂત માત્રને જ્યારે ત્યારે પણ કાળરૂપી કારમું તોફાન લાગવાથી, અવસાન કાળે આ સંસારના અનેક વૈભવાદિ મોજ શોખ મૂકીને આ દેહથી ભીન્ન થવું પડશે. તેની જાહેર નોટીસ આપતી હતી. ઠંડથી બચવાને સળગાવેલાં દુરથી દેખાતાં મચ્છીમારોનાં તાપણાં, તથા શુષ્ક અસ્તીમાંથી ઉઠતા ફોસફરસના ભયંકર ભડકા, વહેમી વર્ગને ભૂત ભડકાનું ભાન કરાવતા હતા.

કિનારાપરની વિશાળ ભેખડોમાંથી ક્ષણે ક્ષણે ખરી પડતી મૃતીકાનો અવાજ, ખરેખર ભયંકર ભાષતો હતો. ચોરની માએ માગી લીધેલી કાળરાત્રીનું સામ્રાજ્ય સર્વત્ર પથરાઇ રહ્યું હતું. દુરથી કોઇ દુઃખી મનુષ્યનો હૃદય ભેદક કરૂણ સ્વર સંભળાયો.

“ ચઢી તું ચારેકે ફરતો; ન પરવા કોઇની કરતો ”
“ બહુધા બંગલે રાચ્યો; નચાવી નાયકા નાચ્યો ”
“ લુંટાવી લક્ષ્મી કંઇ દીધી; ફીકા થઇ નૃત્યથી હા! હા!: ”

" વિષયના સુખમાં અંધો; બનીને છેક તેં મૂરખા "
" ઉડાવી મોજ મિત્રોથી; કરીને હસ્ત તેં કાળા "
" ગયા તે મિત્ર કયાં તારા; નિકટમાં રોજ રે'નારા "
" થશે તારૂં શું તેની તેં; ન રાખી કાંઇએ પરવા "
" કરેલાં કર્મ જે કાળાં; ખરે ! લાગ્યાં હવે ફળવા "
" બિચારી રંક પુત્રિનું; ન માન્યું મેં જરી હા ! હા !! "
" કસાઈ કાળ રૂપે થઇ; ગળે કીધી છરી હા ! હા !! "
" કહેને કુમળી કળીઓ; સહે શું ! ઘા કુહાડાના "
" પિતા થઈ પુત્રિને પોતે; ધરી તે કષ્ટમાં હા ! હા !! "
" નડે છે હાય ! તેની આ; નરાધમ કાંઇ તો વિચાર "
" તને છે હા ! તને છે હા !; તને લાખો અરે ! ધીક્કાર "
" ગયા કયાં બંગલા તારા; ગઇ કયાં ચારઠો ચાલી "
" પલકમાં સો થયું સ્વાહા; રહ્યો હતભાગ્ય તું ન્યાળી "
" નથી પાસે પુરૂં પટ હા ! ઉઘાડો આમ તું ધ્રુજું "
" પડી રેતી વિષે ભુંડા; અભાગી શું તને સુજ્યું "
" પ્રીયાનું કે'ણુ ના માન્યું; દુભાવી તેહને પાપી "
" ગઇ તે હાય ! તરછોડી; બૂરા શ્રાપે તને શ્રાપી "
" વીના વાંકે ખરે ! દુષ્ટે; સતાવી દેવી હા ! તુજને "
" તને છે ધન્ય હે ! દેવી; પ્રભુ રૂપે ગણ્યો મુજને "
" હતી તું રૂપમાં રંભા; સતી સીતા સમી શાણી "
" ઉડાડી આગ અક્કલમાં; કદર તારી ન મેં જાણી "

" ત્રીયાને તુચ્છ તરણાથી; વગર વિચારથી માને "
" ખરે ! નર તેહ ખર તોલે; હવે મન માહરૂં માને "
" નથી આ વખતમાં પાસે; પ્રીયા કે પુત્રી પ્યારી હા ! "
" ન તો હું માંગતો માફી; ચરણમાં શીશ ધારી હા ! "
" અરે ! કમ ભાગ્ય હા ! કયાંથી; તને એ દેવીનાં દરશન "
" દુરાત્માને સુજેલું છે; ભટકવું હા ! વિકટ વનવન "
" હશે કયાં પુત્રી મારી ને; હશે કયાં પ્રાણની પ્યારી "
" અરે ! મેં ઉંઘતી છોડી; દયા તેની ન દીલધારી "
" ખરે ! ક્ષુધા તૃષા વેઠી; ભટકતી કાં ! હશે બા'લી "
" હયાતીમાં હશે કે શું ! ; હશે ગઇ સ્વર્ગમાં ચાલી "
" કરેલાં કૃત્ય જે કાળાં; થયાં તૈયાર દુઃખ દેવા "
" હરામી જીવ ભોગવ તું; ફરીથી ના કરે તેવાં "

ગાનાર ક્ષણ ભર મૌન રહ્યો. સઘળું ચુપાચુપ જણાવા લાગ્યું. માત્ર ગાયકના ઘોષના પ્રતિધ્વનીનો ગણગણાટ સર્વત્ર છવાઇ રહ્યો. પુનઃ ગજલનાં એકાદ બે ચરણ ઉપાડયાં.

" થઇ આ હિન્દની પડતી; ખરે ! તારા સમા નરથી "
" જનેતાએ જનમતાં હા ! ; ન દીધું ઝેર કાં ! ધરથી "
" કૃતઘ્ની દુષ્ટ તું જેવા; રહ્યા જે સ્વાર્થને સેવી "
" બની વિક્રાળ રૂપે હા ! ; ગળી જાજો ધરા દેવી "

* * * * *

ગાયનની પૂર્ણાહુતી થઇ. ગરીબ ગાનાર રોઇ રહ્યો,

આંખોમાંથી અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. આધિ વ્યાધિ અને ઉપાધિના ત્રીવિધ તાપોથી તપેલો પથીક શ્રમીત થઈ ક્ષણ ભર પૃથ્વીપર પડી રહ્યો. કાળ અંધકાર જેવોને તેવોજ હતો. જંગલી પ્રાણીઓની ચીસોનો ધ્વની હજી શાન્ત થયો ન હતો. બનાસ નદીનો વહન કરતો શ્યામ પ્રવાહ હજી તેમજ હતો. ક્ષણે ક્ષણે કાળ રાત્રીની સત્તા કમી થતી હતી. અંધકારને ઉચાળા ભરવાનો સમય નજીક આવતો જતો હતો. બિચારો મુસાફર હજી જેમનો તેમજ પડેલો હતો.

એટલામાં પોતાની પ્રાણવલ્ભા રજની દેવીને વધુ વખત રોષમાં નહિ રાખતાં, તેનું મ્લાન પામેલું મુખાર્વિંદ હર્ષીત કરવાને, પૂર્વ દિશાના નભોમંડળમાં ચતુર ચંદ્રે પોતાનું દર્શન દેવા ડોકીયું કીધું. તેની પ્રીયા રજની દેવીએ રળીઆત થતાં રોષ રૂપી શ્યામ વરણી સાડી પોતીકા આંગ ઉપરથી દુર ફેંકી દઈ મોંઘા મુલની રૂપેરી સાડી સજી લીધી. અને સંપ્રેમ પોતાના પ્રિયતમ ચતુર ચંદ્રના શીતળ રશ્મીનું પરમાનંદથી પાન કરવા લાગી.

બનાસ નદીનો શ્યામ પ્રવાહ ચળકાટ મારવા લાગ્યો. અંધકારમય જંગલ ઉજવળ દીશવા લાગ્યું. કાળ મુખા અંધકારનો આકરો અમલ ઉઠી ગયો.

ચંદ્રમા તરફ કટાક્ષ કરતો દુઃખી મુસાફર બબડયો. " ભુંડા ! મને દુઃખીને કાં દમે છે ! પડતા પર પાદ પ્રહાર

કરવાનો સજ્જનનો શું ધર્મ છે ! ' પુનઃ મૌન દશાને પ્રાપ્ત થયો.

કુદરતે બક્ષેલી રેતીની રજાઇપર અત્યારે આમ કંગાલ મુસાફર પડેલો છે. મસ્તક ઉપર કાંઇ પણ વસ્ત્ર વીંટાળેલું નથી. શરીર તદ્દન ખુલ્લું છે. માત્ર એક ગંદું-મેલું જીર્ણ વસ્ત્ર ઓઢેલું છે. બારીક દ્રષ્ટિએ અવલોકતાં તે રકતપિતના અસાધ્ય વ્યાધિથી ઘેરાએલો દશ્ય થાય છે. શરીર એક શુષ્ક કાષ્ટવત્ થઇ રહ્યું છે. શોણીત અને પરૂ માત્ર વહ્યા કરે છે. ચ્હેરો તદ્દન ફીકોફચ પડી ગયો છે. ચક્ષુઓથી દુઃખના દિવસ ન જોઈ શકાયાથી ઘણીજ ઉંડાણમાં ઉતરી ગએલી જોવામાં આવે છે, અત્યારે તે તદ્દન અશક્ત થઇ પડેલો છે.

એક દિર્ઘ નિશ્વાસ નાખતાં તે બિચારો ઉઠયો. રાત્રીની સખ્ત શીતથી સર્વાંગે ધ્રુજવા લાગ્યો. ફાટાતુટા વસ્ત્રને આમ તેમ વીંટાળ્યું. સ્થુલ દેહ સંકોચતાં પુનઃ બબડયો.

"પ્રભુ ! પ્રભુ ! ! તારા આવા અદલ ઇન્સાફી નેક" "ન્યાયથી તો અવધી છે ! જે શરીર અગાઉ ઉત્તમોત્તમ" "અત્તર મર્દન કરવાથી સુગંધમય બહેક બહેક થઇ રહેતું" "હતું. તે આજે એટલું તો દુર્ગંધ મારી રહ્યું છે કે કોઇથી" "પણ પાસે થોભી શકાતું નથી. જે શરીર નિરંતર સુખ"

"સૈયામાં શયન કરતું હતું, તે આજે પૃથ્વીના પૃષ્ટ ભાગ"
"ઉપર રેતાળ ભૂમિમાં રખડી રહ્યું છે. જે મસ્તક ઉપર"
"કિંમતી પેંડની પાઘડી શોભી રહેતી હતી, તે આજે"
"કુદરતે બક્ષેલા વાળથી આચ્છાદીત થએલું નજરે પડે છે."
"જે બદન વિવિધ વસ્ત્રાભુષણુથી સદા વિભુષીત રહેતું હતું,"
"અરે ! એટલુંજ નહિ પરંતુ જેના ખીસ્સામાં, રોસ્કૉપ"
"પેટન્ટ વૉચ ટીક ટીક ટીક કરી રહેતું હતું, તે બદન આજે"
"તદ્દન ખુલ્લું હોવાથી, રાત્રીની સખત ઠંડી શહન ન થઇ"
"શકતાં થર થર થર કંપી રહ્યું છે. જે મુખાર્વિંદને પુનાના"
"પ્રખ્યાત પાન સાથે ચા–કૉફી સિવાય એક પળ પણ"
"ચાલી શકતું નહોતું, તે મુખમાં આજે રક્તપિતના"
"વ્યાધિની બેહુદ ગરમીથી પાણી વિના ફાકા પડે છે."
"જેને પહેરવાને હરહંમેશ પાની લગી પહોંચે, એવા પ-"
"નાદાર વિલાયતી ફેશનેબલ કિનારના બારીક ધોતીજોડા"
"સિવાય ચાલતુંજ નહિ, તેણે આજે એક કંગાલ સ્થિતિ"
"દર્શાવતું ફાટુ તુટુ મલીન વસ્ત્ર પહેરેલું દશ્યમાન થાય"
"છે. જે શરીરથી ગ્રીષ્મ રૂતુની સખત ગરમી શહન ન"
"થઇ શકવાથી, જેના ઉપર પંખા ઢોળવામાં આવતા હતા,"
"તે શરીર આજે નિર્જન સ્થળમાં નિરાશ્રય જથર વથર"
"પડેલું પેખવામાં આવે છે. જેને રહેવાને માટે વિજળીક"
"લાઇટથી શોભી રહેતા મુંબઇ ફેશનના રોનકદાર બંગલા-"

"એ હતા, તેની આસપાસ આજે વર્તુળાકારમાં આસમાની"
"રંગનું આકાશ વીંટાઇ વળેલું વિલોકવામાં આવે છે."

હરિ! હરિ!! આવી તેની ફકીરી હાલત સાથે અત્યંત દુઃખદ સ્થિતિ જોઇ કયા પ્રેક્ષકનું હૃદય દ્રવીત નહિ થાય? પ્રભુ! આવું દુઃખ દુશ્મનને પણ ન દેખાડો? કિન્તુ આ ફળ તેનાં કરેલાં દુષ્કર્મોનુંજ હતું. જે તને આગળ ઉપર વીદીત થશે.

વિષમ વેદનાના વારંવારના પોકારોથી તે બિચારાનો સ્વર ભંગ થયો હતો. મોત તેની પથારીની આજુબાજુ હેરાફેરા મારી રહ્યું હતું. અને તે બિચારો પણ રક્તપિતના મહત્ કષ્ટથી કંટાળી જઈ, અતી આતુરતાથી મોતનીજ રાહ જોતો હતો. દુનીઆના તમામ દુઃખના ઉભય સરખા ભાગ કરી, તેમાંનો એક ભાગ તેને સોંપી, બાકીનો અર્ધભાગ જગતનિયંતા ઇશ્વરે, વિશ્વપર વસતી તમામ વ્યક્તિને વહેંચી આપ્યો હોય એવી અટકળ થતી હતી. આધિ વ્યાધિ ને ઉપાધિના સામટા દબાણથી તેનું મગજ સ્થીર નહોતું. તે ઘડીકમાં નેત્રો બંધ કરતો ને ઘડીકમાં ઉઘાડતો. વળી ઘડીકમાં પોતાનું મોત છેક નજીક આવ્યું હોય, એમ જાણી આંખોના ડોળા પહોળા કરી, બહુજ બારીકાઈથી નીહાળતો હતો. એમ કેટલીકવાર કીધા પછી તેની આંખનાં પોપચાંરૂપ દ્વાર બંધ થયાં.

ઊંચે આકાશમાં એક ભયંકર ધ્વની ઉઠયો. આંખને અંજાવી નાખે એવો દિવ્ય પ્રકાશ જણાવા લાગ્યો. ધીમે ધીમે નીચે ઉતરવા લાગ્યો. પુનઃ ઉર્ધ્વગતીને પામ્યો. એક મોટા અવાજ સાથે પ્રકાશના ટુકડેટુકડા થઇ ગયા. જયાં ત્યાં વેરાઈ ગયા. એકાદ ટુકડો તેની સમક્ષ ધીમે ધીમે આવતો હોય, તેમ જણાયું. જોતજોતામાં છેક નજીક આવી લાગ્યો. દિવ્ય સુવર્ણ અને દિવ્ય રત્નોથી શણગારવામાં આવેલું વિમાન જણાવા લાગ્યું. સુંદર બેઠકો અને ઉંચામાં ઉંચા કિંમતી મખમલના ગાલીચાથી, શુશોભીત વિમાન પૃથ્વીથી થોડેક દુર આવી સ્થંભ્યું. મધ્ય સ્થળે વિરાજેલી કોઈ દિવ્યાલંકારોથી વિભુષીત થએલી દિવ્ય પ્રતિમા દ્રષ્ટિ સાનિધ્ય તરી આવી. દિવ્ય આકૃતી બોલી "કોણ ! બાપુ! બાપુ ! ! તમારી આ દશા ? ! ! !" આશ્ચર્ય ચકીત રાંક મુસાફર જોઇ રહ્યો. મોંઢેથી એક પણ અક્ષર બોલી શકયો નહિ. "બાપુ! શું નહિજ બોલો ? આ હું જાઉં છું." વિમાન કંઈક ઉંચકાયું. "કોણ મારી લાડીલી મો........તી ! હા ! હા ! ! હું તેજ તારો કસાઇ પિતા !"

"ખરે ! "કરે તેવું પામે ને વાવે તેવું લણે" એ" "કહેવતાનુસાર લક્ષ્મિના લોભથી છતા નેત્રે અંધ બની," "પોતીકો સ્વાર્થ સાધતાં 'હાથનાં કરેલાં તે હૈયે વાગ્યાં !" "તારા જેવી ગુણીયલ પુત્રિને બોતેર વર્ષના વૃદ્ધ વર સાથે"

"પાણિ ગ્રહણ કરાવી, મડદે મીંઢળ બાંધતાં મેં મૂઢમતિએ"
"જરા પણ પાછું વળી જોયું નહિ ? અને તને દુઃખના"
"કુપમાં હડસેલી મૂકી."

"જ્ઞાનીને પણ ટક્કર મારે તેવો શું તારો બોધદાયક"
"સવિનય પત્ર ! કે જેને માત્ર એકવાર વાંચવાથીજ પત્થર"
"સમાન હૃદય પણ પીગળી જાય, છતાં આ તારા પાપી"
"હૃદયના પિતાને તેની કંઇ પણ અસર થઈ નહિ ? અરે!"
"એટલુંજ નહિ કિન્તુ તારી નિર્મળ હૃદયની માતાએ"
પણ તેમ નહિ કરવા અનેક આજીજી સાથે ઘણું ઘણું"
"કહી આ મૂંઢને સમજાવ્યો, તોપણ હું રાક્ષસી હૃદયનો"
"મારો મત પકડી રહી એકનો બે થયો નહિ ? અધુરામાં"
"પુરૂં મારા કમભાગ્યે "જૈસેકુ મીલે તૈસા" એ કહેણી"
"મુજબ, પ્રોહિત પણ મને વટાળે તેવો મહા પાખંડીનુ"
"પુતળું, અને લુચ્ચાનો પીર મળ્યો."

"પુત્રિ ! મારી વ્હાલી પુત્રિ !! તારા પત્રમાં તેં વીણી
"ચુંટીને જે શબ્દો લખ્યા હતા. તથા તારી સદ્ગુણી માતુ-"
"શ્રીએ સ્વમુખે જે શબ્દો કહ્યા હતા. તે દરેક શબ્દ"
"અત્યારે મને અત્યંત બોધદાતા માલુમ પડતાં, એક તી-"
"રની માફક મારૂં શરીર આરપાર વીંધી નાખી, પડતા"
"દુઃખમાં વિશેષ વૃદ્ધી કરી રહ્યા છે. અને બેટા ! તારા"
"પત્રમાં તેં મારાં નામને "હેઝરી સાપ" "રાક્ષસ"

"ચમાર" "ચંડાળ" "કસાઈ" "કટ્ટો દુશ્મન" ઈત્યાદિ જે"
"વિશેષણો લગાડયાં હતાં. તે બધાં યોગ્યજ હતાં."

"દિકરા! મારી સમીપમાં કરૂણ સ્વરેથી તારૂં સ્વમુખે"
"આએલું છેવટનું સંગિત! આહા! તે કેવું સંગિત!!"
"જાણે મારૂં કોઇ ભવિષ્યવેત્તાએ ભવિષ્ય ભાખ્યું ન હોય?"
"તેમ તેનું છેલ્લું ચરણ "પણ બુરા પાપેથી શું બચી જશો?"
"ના! ના!! દુઃખી થશો તજી ન્યાયરે" તે મને આવી"
"મારી દુઃખદ સ્થિતિમાં, વારંવાર યાદ આવતાં મારૂં હૃ"
"દય મુજાવી મૂકી અત્યંત અશ્રુપાત કરાવે છે.'

"બાપુ! તારૂં લગ્ન કીધાને થોડોક સમય વ્યતિત"
"થતાં, તું વૈધવ્ય દશાને પ્રાપ્ત થઇ. હા....ય હું તે કેવો"
"પાપી! કેટલો ઘાતકી! કેવો રાક્ષસ! કેવો દુષ્ટ! કેવો"
"કૃતઘ્ની! કેવો નિષ્ઠુર! અને કેટલો બધો નિર્દય કે બેટા"
"તારી મને લેશ પણ દયા ઉપજી નહિ. ધિક્કાર છે મારા"
"જેવા પૂત્રિના પૈસા લેનાર પાપી પિતાને! શુ તેના મુ-"
"ખમાં કે દીકરીઓના દામ લઇ, મારા જેવાં કસાઇનાં કૃત્ય"
"કરી પોતીકા સ્વાર્થમાં તેમને કષ્ટરૂપ કંદરામાં ફેંકી દે-"
"નારને!"

"દિકરા! તારૂં લગ્ન થયું ત્યારથી જ તારી માતા તો"
"રાત દિવસ ચિંતામાં ને ચિંતામાં રહી પેટપૂર અનાજ"
"પણ લઇ શકતી નહોતી. અને છેક કમનસીબે તને વૈધ-"

"ળ્ય પ્રાપ્ત થતાં તો, તે સુકાઇને એક શુષ્ક કાષ્ટવત્ થઇ"
"ગઇ હતી. અને હા.......ય અત્યારે તે કયાંછે તેનો પણુ"
"પત્તા નથી."

"દીકરી ! મારી વ્હાલી દીકરી ! ! આ તારા પાપી"
"પિતાએ તારા સુદ્ધાં પંદર હજાર રૂપીઆ લીધા. અને તે"
"વડે દેશ પરદેશમાં સધર પેઢીઓ જમાવી, રહેવાને માટે"
"સુંદર બંગલાઓ બંધાવ્યા, હવા ખાવા નિમિત્તે બાગ"
"બગીચા વસાવ્યા, અનંતા ભૂષણુ કરાવ્યાં, ચારઠો ખરીદી"
"અને નોકર ચાકરો રાખી હું અનેક વૈભવ ભોગવવા"
"લાગ્યો."

"કિન્તુ તેને વધુ વખત વ્યતિત થતાં પૂર્વે તો કે-"
"ટલીક પેઢીઓ વેપારમાં અણધાર્યો ટોટો આવવાથી, કે-"
"ટલીક મુનીમોની બદ દાનતથી, અને કેટલીક અકસ્માત"
"અગ્નિની ભોગ થઈ પડવાથી તદ્દન ભાંગી પડી. બાગ"
"બંગલા વેચાઈ ગયા, ચારઠો ચાલી ગઈ. દાગીના પણુ દે"
"વામાંહે ડુલી ગયા, ઉપરા ઉપરી જપ્તીઓ થવા લાગી,"
"કેદના વારંટો નીકળી ચુકયાં; એટલે હું કાયર થઇને"
"નાશી છુટયો. અને એક ચોરના નાદે ભિખારી હાલતમાં"
"અહીં તહીં ભટકવા લાગ્યો, અંત ભાગમાં મારા પિતા"
"ધર્મનો પરિહાર કીધાથી, તથા તારા ઉંડા નિશ્વાસ-શ્રા"
"પથી, આ તારો સ્વાર્થાંધ પિતા રક્તપિત્તના મહાન રો-"

"ગનો ભોગ થઇ પડી, આવી ભિખારી હાલત દર્શાવતી"
"દુર્દશામાં આવી પડયો !"

"ખરે! પરમાત્મા નીતિ પંથ ચુકનારને તેના કરેલા"
"કર્મનું ફળ આ દુનીઆમાં આ દેહેજ ભોગવાવેછે. તેનો"
"મને પરિપકવ અનુભવ થયો. બેટા ! હવે હું નથી ધાર-"
"તો કે પ્રભુ મને આ દુષ્ટ વ્યાધીથી મૂક્ત કરે ! તેમજ"
"આ કાળું મોંઢું લઇ દુનીઆમાં ફરવું, તેના કરતાં આ-"
"પઘાત કરીને મરવું એ હજાર દરજ્જે સારૂં છે. એમ"
"મારૂં અંતઃકરણ પણ સ્વતઃ કબુલ કરે છે."

"દીકરા ! આ તારા પાપિષ્ટ પિતાએ લક્ષ્મિના લો-"
"ભથી જાણીબુજીને. તારૂં ભવિષ્ય પોતીકા હાથેજ બગા-"
"ડવા કસાઇરૂપ બની, ગરીબ ગાયને ગરદન મારી ! તે"
"બાબતમાં હવે મને ઘણું લાગી આવતાં, મારા બદનમાં"
"અગ્નિના ભારી ભડકા ઉઠવાથી બળીને ખાખ થાઉછું. કિ-"
"ન્તુ ભરેલી રીવલ્વોર હાથમાંથી છોડી દીધા પછી અરેરે!"
"બિચારા નિર્દોષ પ્રાણીને વાગશે એવો બિચાર કરવો તે"
"જેમ વ્યર્થ છે, તેમજ તારૂં ભવિષ્ય બગડયા પછીનો મારો"
"પશ્ચાતાપ તે શા અર્થનો ?"

"હા......ય બળ્યું મારૂં જીવવું ! જીવીને મેં શું"
"ઊકાળ્યું ! શું શ્રેય કીધું !!"

એક મોટા અવાજ સાથે ખરરર કરતું વિમાન ઊર્ધ્વ

આકાશ માર્ગે ગતીમાન થયું. સપાટાબંધ ઉંચે ચઢવા લાગ્યું. ક્ષણીક સમયમાં તો વિમાન સાથેની દિવ્ય પ્રતિમા દેખાતી બંધ થઇ. અને અનેક મનુષ્યોની ભારે ભીડ વચ્ચે ફાંસીના પાટીઆ પર ઉભેલી કોઇ પરીચીત મનુષ્યાકૃતી જણાવવા લાગી. જોનાર જોઇ રહ્યા. ગળાની આજુબાજુ ફાંસીની પ્રાણુ ઘાતક પાતળી પણ મજબુત રશી પડેલી હતી. આંખમાંથી પડતું ઉષ્ણુ જળ ગાલ ઉપર થઇ નીચે વહી જતું હતું. માણસની મેદની પરસ્પર વાત કરતી જોઇ રહી હતી. ફાંસીમાં ફસાએલી આકૃતી બોલવા લાગી.

"મારૂં મોત જોવાને આવનાર મિત્રો! મરતી વખ-"
"તના તમારા પવિત્ર દીદારનાં દર્શનથી હું મારાં અહોભા-"
"ગ્ય માનુંછું. કારણુ મારા જેવા નીચ મનુષ્યોનુ"
"મોત તો, કોઇ નીર્જન વનમાં કે જ્યાં મનુષ્યનું નામ"
"માત્ર પણ ન હોય, ત્યાં અન્ન જળ વિના ટળવળી ટળ-"
"વળીને થવું જોઇએ. એકાદ બે મિનિટના તમારા સહવાસ"
"પછી હું પ્રચંડ દંત અને ભયાનક મુખાકૃતીવાળા યમરા-"
"જાનો અતિથિ થઇશ."

"કહેવાનું માત્ર એટલુંજ છે કે, મારી આ દશા જોઇ"
"જો તમને કંઇ પણુ લાગણી થતી હોય તો, મારા જેવાં"
"કસાઇનાં કર્મ કદિ પણુ કરશો માં! અને તમારી ગરીબ"
"ગાય જેવી કિશોર વયની કન્યાઓને, સ્વાર્થાંધ બની મો-"

"તની રાહ જોતા ડોકરાને દેતાં પૂર્વે અંતઃકરણમાં ખુબ"
"વિચાર કરજો ! સંક્ષેપમાં કન્યાવિક્રયના ક્રુર કૃત્યથી સદાને"
"માટે દુરજ રહેજો." પાટીયું ખસ્યું. બોલતી આકૃતી તર-
ફડવા લાગી. મુસાફર કંપ્યો.

દુરની લંગર કરેલી નૌકામાં ઢોલકની ધુન મચી રહી. પથીક જાગ્રત થયો. નેત્ર ઊઘડ્યાં. સઘળું અદૃશ્ય થઇ ગયું. એજ બનાશ નદીનો વહન કરતો રૂપેરી પ્રવાહ. અને એજ જંગલ પુનઃ દીશવા લાગ્યું. ઢોલક સાથે નાવીક લલકારવા લાગ્યો.

"શુંણો સૌ દેશીઓ મારા; ઉઘાડી કાનના દાટા"
"અરે ! અન્યાય આ કેવો; વિનાધારે લઈ નાઠા"
"પીવું ના પુત્રીનું પાણી; કહ્યું છે શાસ્ત્રમાં એવું"
"તથાપી તે વીસારીને; કરોછો કૃત્ય આ કેવું"
"પડે લાખો મુસીબત તો; ભલે તે સૌ સહન કરજો"
"પરંતુ પુત્રી વેચીને, ન પાપી પેટ નીજ ભરજો"
"ગરીબડી ગાય ને પુત્રી; જહાં દોરે તહાં જાએ"
"પરાધીન પુત્રી બીચારી; ન મુખથી કંઇ કહેવાયે"
"તમારો સ્વાર્થ સાધીને; મજેદારી ઉડાવો છો"
"બીચારી રંક પુત્રીને; દુઃખાબ્ધીમાં ડુબાવોછો"
"ગરીબડી ગાય વેચીને; ખરે ! ફક્કડ થઈ ફરવું"
"અરે ! તેથી બહેતર છે; ઘસીને પાય હા ! મરવું"

નાટકના કોઇ ચુનંદા એકટરની માફક મીઠા સ્વરથી ગાઇ રહેલો નાવીક, ઢોલકની થાપ સાથે આલાપ મારી અધવચથી અટકયો. રાત્રીનો સમય તથા સર્વત્ર શાન્ત હોવાને લીધે, આલાપ મારેલો ધ્વની આકાશને ગર્જાવતો, પાણીની સપાટી પર થઇ પ્રતિધ્વની કરતો, આપણા વ્યાધીગ્રસ્ત કંગાલ પથીકની કમભાગ્ય કર્ણેન્દ્રિયપર આવી અથડાયો. અથડાતાં પથીક કંઇક સાવધ થયો.

"ગાયક! ઘણું કહ્યું! કહેવામાં કંઇ કમી રાખી નથી!"
"કિન્તુ આ પાષાણ હૃદયના પુતળાએ તારા આપેલા ઉમ-"
"દા બોધ પર પાણી ફેરવ્યું છે. હાં ચલાવ આગળ! કાં"
"બંધ કરે!! તારી હૃદયવિણાને ફરીથી છેડ!!!" વ્યાધી ગ્રસ્ત મુસાફર બબડયો.

ગાનારે પુનઃ અધુરી રહેલી ગજલ ગાવા માંડી.

"થઇ માતા પિતા પોતે; ન વરસાવો અમીધારા"
"ખરે! સારા તમારાથી; કસાઇ કર્મ કરનારા"
"કહો નાજુક વેલી તે, સહે શું ઘા કુહાડાના"
"દયા લાવી દ્રગે તેની; ઉંડા કુપે ઉતારો ના"
"ખરે! છે પુત્રીનું નાણું; નીકળતા ધુમ્રના ગોટા"
"જતે દા'ડે ન કંઇ દેખો; થશો મોટા તણા છોટા"
"લીધેલા દામ દયિતાના; ફના ફીલ્લા થયાંછે હા!"
"દ્રગેથી શું નથી દીઠું; છતાં વિસ્મૃત થાઓ કાં!"

"ધરીને બીજ બાવળનું; ન ઇચ્છો આમ્રનો લ્હા'વો"
"લઘુવય કે વયોવૃદ્ધથી, ન કદીએ પુત્રી પરણાવો"

"વાહરે વાહ ગાનાર! શો તારો મધુર કંઠ! અને"
"તે સાથે ઉત્તમોત્તમ બોધ! પણ તે કોને! સજ્જનને!"
"મારા જેવા નીચ-સ્વાર્થ બુદ્ધિવાળાને નહિ! તારી ગવા-"
"ती ગજલના દરેક ચરણના દરેક શબ્દે, એક તિક્ષ્ણ તીર"
"માફક મારા હૃદયને આરપાર વીંધી નાખી, મારાં કરેલાં"
"કૃત્યોનો આબેહુબ ચિતાર મારી દૃષ્ટિ સાનિધ્ય ખડો કી-"
"ધોછે. કષ્ટની પરિસીમા છે! ભલે સૌ સહન કરીશ! ચ-"
"લાવ આગળ ચલાવ! તારા વચનરૂપી ચાબખાના સખ્ત"
"પ્રહાર પણ આ વખતે મને મીઠા લાગે છે! ગા! ભલાં"
"ગા!!" ગાન તો ચાલતુંજ રહ્યું.

"દીધી સુધા સમી શીખ આ; સુણી શ્રોતા રખે કુદો"
"પુરી પોષી કળી કુમળી; બની નિષ્ઠુર કાં! છુંદો"
"તમારા સ્વાર્થ શત્રુને; કફનથી હા! દફન દેશો"
"ગરીબડી ગાય કનડીને, કદી નિશ્વાસ ના લેશો"
"લઇને પુત્રીના પૈસા; ન તેને દુઃખમાં ધરશો"
"ન તો શ્રાપે સડીસડીને; બુરા હાલે નકી મરશો"

* * * * * * *

ગજલની સમાપ્તી થઈ. છેવટના આલાપ સાથે ઢોલક પર થાપ મારી નાવીકે હદ વાળી. ગાનારનો મધુર સ્વર ગુ-ણુગણાટ કરતો આકાશમાં ઘુમી રહ્યો.

" હા ! હા ! ! ગાયક ! તારૂં કથન અક્ષરસઃ સત્ય છે. "
"પાળી પોષી મોટી કરેલ કુમળી કળીને નિર્દય બની મેંજ"
"છુંદી નાખી છે. ગરીબડી ગાય જેવી પુત્રીને કનડી આજે"
"હું આવી દુર્દશા ભોગવતો વિના મોતે પગ ઘસીને મરૂં"
છું." બિમાર મુસાફર બોલતો બંધ થયો. ક્ષણુભર ઘુંટણુ પર મસ્તક ટીકાવી પડી રહ્યો. કેટલોક કાળ એજ સ્થિતિમાં રહ્યો પુનઃ સાવધ થઇ મનમાં બબડયો.

"અરે ! અભાગી ઉઠ ! ત્વરાથી ઉઠ ! પરાણે ઉઠ !"
"ટેકીને પણુ ઉઠ ! ઉઠ ! ઉઠ !! ઉઠયા સિવાય છુટકો નથી !"
"ઉઠીને આસ્તેથી કદમ ભર ! જો ! આ તારાં સામે શું"
" દેખાય છે ! આજ તારે એજ સરિતા દેવીનું શરણુ લે-"
"વાનું છે ! કેમ પાછું પડે છે ! કસાઈનું ક્રુર કૃત્ય કરતાં"
"કંઈ પણુ અરે આવી હતી ! ના ! તો પછી નિર્દોશ"
"પુત્રિનો શ્રાપ શું મિથ્યા થશે ! ચાલ આગળ થા ! તને "
"તારાં કરેલાં કાળાં કૃત્યનું યોગ્ય ફળ અવસ્ય મળવુંજ"
"જોઇએ."

વ્યાધી ગ્રસ્ત પથીક પરાકાષ્ટાએ માંડ માંડ ઉભો થયો. વળી બેસી ગયો. એક દિર્ઘ નિશ્વાસ નાખી પુનઃ ઉઠયો. ચાલવા માંડયું. મંદ ગતીએ કિનારા સમક્ષ આવી પહોંચ્યો હિમવત્ શિતળ પાણીમાં ઉતર્યો.. ઠંડી પુર જોરમાં વાતી હતી, બિચારો પથીક થર થર થર ધ્રુજતો હતો. ચંદ્ર

ધીમે ધીમે ઉંચે આકાશમાં ચઢતો હતો, જંગલી પ્રાણીઓની ભયાનક ચીસો કંઈક શાન્ત હતી. કવચીત કવચીત મચ્છીમારોની ઉધરસનો ખાં—ખાંનો અવાજ સંભળાતો હતો આવી સ્થિતિમાં કેટલોક વખત દુઃખી મનુષ્ય ત્યાંજ રથંભ્યો. અંતરોદધીમાં તર્ક વિતર્ક ઉઠવા લાગ્યા. અત્યારે પેટલાદ શહેરમાંનો પોતાનો રોનકદાર વિશાળ બંગલો, અનેક પ્રકારનું ફેશનદાર ફરનીચર, અને બાગ બગીચા સાથે લાડી વાડી ને ગાડીનો વિવિધ વૈભવ સાંભરી આવ્યો. હાજી હા કરનાર સ્વાર્થી મિત્રોની કાળાકૃતીઓ એક પછી એક દૃષ્ટિ સમીપ જણાવા લાગી. ક્ષણભર વર્ત્તમાન કાળની દુઃખદ સ્થિતિને ભુતકાળની સ્થિતિ સાથે સરખાવવા લાગ્યો. હૃદયમાં મર્મ વેદના જાગી ઉઠી. મોટેથી રોઇ પડયો વળી શાન્ત થયો. કિનારા પરની વિશાળ ભેખડોના ડરામણા પડછાયામાંથી એક ગેબી નાદ ઉઠયો

"અરેરે! કયાં મતી એવી; પતિને તેં પ્રભુ આપી'
"લઇને પુત્રીના પૈસા; બહુધા રે! બન્યા શ્રાપી'
"પતી છે પુત્રીનું નાણું; ચમકતી વીજળી જાણો"
"કરો માં! હસ્તને કાળા; કહેતાં ક્રોધ ઉભરાણો"
"નીંઘામાં ના લીધું નાથે; ધરી પુત્રી ખરા દુઃખમાં"
'નડે નિશ્વાસ શું ખોટું; મળે કયાંથી સુવા સુખમાં"
"વણજમાં ખોટના ખાડે; ગઇ સૌ પેઢીઓ તુટી"

"કરજ શીલા પડી શીરે; શકયા ના તેહથી છુટી"
"સુતાના શ્રાપની ચોટે; પલકમાં સૌ થયું સ્વાહા"
"બગીચા બંગલા સરવે; ગયું વેચાઇ હા!હા!!હા!:!"
"વીપત્તી આવતાં વસમી; લઇને રાત તવ નાઠા"
"પતી છાયા પુઠે ચાલી; છતાં છોડી ગયા હા! હા!!"
"દયા ના દીલમાં આવી; મને મુકી જતાં જરીએ"
કર્યો શો વાંક પ્રીતમનો; કહ્યુ મેં ભુલ હા! કરી–એ"
"ભલે છોડી ગયા મુજને; પરંતુ હું ન છોડું હા!"
"પતીના દર્શને કાજે; કરૂં કાયા તણા કડકા"
"હશે કયાં ચક્ષુના તારા; હશે કયાં પુત્રી મારી હા"
"બીચારી રોઇ રોઇને; હશે દીન ગાળતી હા! હા !"
"ગમે તે થાવ પુત્રીનું; પતીને કયાં હવે ગોતું"
'ભુલી સૌ ભાન કાયાનું; નીરાશાથી હૃદય રોતું"
"નહિ ખાવું નહિ પીવું; નહિ નિદ્રા કદી લેવી"
"વીકટ વનમાં રહી ભટકી; અરે ! હતભાગ્ય હું કેવી"
"ગીરી ગુફા નદી નાળાં; બધે શોધ્યા ફરી હા ! મે"
"પરંતુ નાથનો પત્તો; ન લાગ્યો આ કઠણ કરમે"
"બતાવો વનતણાં વૃક્ષો; પતીની ભાળ હા ! કોઇ"
"દયા મારી ન આવે શું; રહીછું કયારની રોઇ"
"નયન પુલ્યાં રડી રડીને; ગયું સૌ નીર ખુટી હા"
"છતાં આ પીંજરૂં છોડી; ન જાએ હાય ! હંસો કાં"
"થયાં ના દર્શ પ્રીતમનાં; પતી વીનાં બળ્યું જીવન"

"ધરા પર સાધવી ઓને; ખરે ! સ્વામીછે તનમનધન"
"જીવન દોરી જતાં સટકી; હવે શું માહરે કરવું"
"પતી પુઠે હવે હા! હા; !! ચીતા ખડકી નકી મરવું"

*　　*　　*　　*　　*　　*

પથીકમાં કંઈક નવીન ચૈતન્ય—જાગ્રતી સ્ફુરી આવી. એકદમ આમતેમ આંખોના ડોળા ફેરવતો જોવા લાગ્યો. "શું! "આ દેવી નિર્મલાનો અવાજ !! હા ! જણાય છે તો તેમજ." "આરંભથી માંડી અંત સુધીના સંગિતમાં વર્ણવેલી હકીકત" "પણ આ દુષ્ટનેજ લાગુ પડે છે ખરે ! નિર્મળા !! તારા" "સંગિતનો એકેક કિંમતી શબ્દ, આ વખતે કુહાડા રૂપ" "બની, સખ્ત ઘાથી મારા મગજને ચીરી નાખે છે. તું" "કયાં બોલી ? કેમ નિરૂત્તરબની !! દેવી ! કંઇક દયા લાવી" "આ પાપાત્માને તારા પવિત્ર દિદારનાં દર્શન આપી છેલ્લી" "ઘડીએ શાન્ત કર !

"અરે ! આ કેવી ભ્રમણા !! શી લવારી !!! શું !" "પ્રિયાનો અવાજ !! ના ! ના! આવા બિહામણા જંગલમાં" "તે અત્યારે અહીં કયાંથી હોય ! એમ સંભવેજ નહિ !!" "તે બિચારી તો કોણ જાણે કયાંએ ટાઢ તડકો સહન" "કરતી ભટકતી હશે ! અરેરે !! શાએ હાલ થયા હશે!"

"નિર્ભાગી મન ! હજી પણ તને આ સંસારના મધુર" "પણ ઝેરી સુખની અપેક્ષા રહી છે કેમ ? તારે શું ?! નિ-" "ર્મળા હો ! કિંવા ગમે તે હો !! હો તે હો !!! તેની તને"

"શું દરકાર છે! શી પ્રહા છે!! ઘણા દિવસ અનેક પ્રકા-"
"રની મોજ મજા કરાવી, અંતભાગમાં દુઃખની પણ સીમા"
"રહી નહિ, બસ હવે તારો ને મારો સબંધ માત્ર થોડીજ"
"મિનિટો માટે છે. તો મને દુનીઆના નિઃરસ સુખ તરફ"
"દોર માં?! મને ન લોભાવ!?

ખડખડતો પથીક આગળ વધ્યો. પુનઃ અટકયો. ક્ષણ-ભર વ્યોમ મંડળમાં ચમકતા નક્ષત્ર ગણો તરફ સ્થીરચિત્તે જોઇ રહ્યો. પૂર્વેનાં પાપકર્મોનો આબેહુબ ચિતાર પુનઃ દૃષ્ટિ સમક્ષ આવી ખડો થયો. સર્વાંગે ધ્રુજ છુટી-કંપ્યો. પુનઃ એકવાર પેટલાદ શહેરમાંનો ભવ્ય બંગલો સાંભરી આવ્યો. અત્યારે શોખીન મિત્રોની મીજલસમાં નખરાં કરતી નાય-કાના મુખમાંથી કવચીત કવચીત ગવાતા—

" એક દિન હાથી એક દિન ઘોડા "
" એક દિન પાઉંશે ચલનાજી "

ની સ્મૃતિ થઇ. હૃદય ધવાયું. પાછળથી સ્વામીન! સ્વામી-ન!! સ્વામીન!!! ના અજાયબ ધ્વની સાથે કોઇ સ્ત્રી વ્યક્તિએ આવી ઓચીંતો તેનો હસ્ત ગહ્યો. વિચાર ગ્રસ્ત મુસાફર સફાળો ચમકયો-બીન્યો. સાથેજ કાંઇક ધૈર્ય લાવી પ્રશ્ન કીધો કે, " આ ભયાનક રાત્રીના સમયે તું કોણ છે?" સ્ત્રી નિરૂત્તર રહી.

" શું તું વનદેવી છે? કે પછી ભૂત, ડાકણ કે પિસાચ

"છે ? બોલ સત્વર બોલ ? મારા જેવા દુઃખના ડુંગર નીચે"
"દબાએલા મનુષ્યને નાહક કાં કનડે છે ? સતાવે છે ?" પ-
થીકે પુનઃ પુછયું.

"પ્રાણનાથ ! મારા પ્રભુ ! ! મને શું આપ ન પ્રીછી"
"શકયા ? કંકરીની કિંચીત પણ દયા ન લાવતાં, નિદ્રા-"
"ધીન સ્થિતિમાંજ છોડીને ચાલ્યા ગયા ? પ્રાણેશ ! આ-"
"પના સુખ દુઃખની અર્ધ હીસ્સેદાર એ તો હું આપની"
"અર્ધાંગના." એટલું કહેતાં સજળ નેત્રે તે તેને ગળે વ-
ળગી પડી.

બિચારો દુઃખી મુસાફર દીંગમુઢ થઇ, સ્ત્રીની મુખ-
મુદ્રા સામે દ્દઢ ચિત્તે ટીકીટીકીને જોઈ રહ્યો. પરિપકવ પી-
છાણ પડતાં આંખમાં અશ્રુ લાવી, ગદગદીત થઈ ભાંગા તૂટા
સ્વરે કો....ણ....દે....વી....નિ....ર્મ....ળા ? તમે એકાએક
અહીં કયાંથી ? અરે ! આ કમળવત્ પ્રફુલીત ગૌર ગુલાબી
ગાલની લાલી છેક ઝાંખી પડી ગઈછે. ઉભય ગાલ સામ-
સામી આકર્ષણ કરી ભેગા થવાને મંથન કરતા દ્દશ્ય થાય
છે. મૃગ સમ લોચન દુઃખથી ડરી જઇ અત્યંત અંતરભા-
ગમાં ઉતરી ગએલાં જોવામાં આવેછે. સર્વાંગ સુકાઇને એક
વયોવૃદ્ધ ડોશી જેવું ડરામણું બની ગયુંછે. અરેરે ! પ્રીયા !
તમારી પણ આ દશા ? મને માફ કરો ! ! હું આપનો પૂ-
ળપઝનો અપરાધીછું. તમારી આ દુર્દશા તે પણ આ દુ-

દુષ્ટાત્માનાં કરેલાં કાળાં કૃત્યનેજ આભારી છે! આ તમારા સ્વામીએ તમને યત્કિંચીત પણ સુખ નહિ આપતાં, કેવળ શત્રુનીજ ગરજ સારી દુઃખી દુઃખી કીધાં છે. દેવી! મને માફ કરો! પુનઃ કહું છું કે માફ કરો!! કોણ જાણે આ પાપી પ્રાણ આ હાડપિંજરમાં તેટલાજ માટે ટકી રહ્યા હશે! નહિ તો ક્યારનોએ કાળ યવનની કમકમાટ ઉપજાવે તેવી ભુંડી હાડમારી ભોગવતો યમ–રાજાના દરબારમાં, કરેલાં કુડાં કૃત્યોનો જવાબ દેવા માટે, પોતીકું નિર્લજ કાળું મુખ લઈ ખડો થયો હોત?" પથીક રોઇ પડયો. ચોધારે અશ્રુ વહેવા લાગ્યાં.

"પ્રાણેશ! પ્રાણેશ!! આ શું?!!! આપ ઓછું કાં"
'લાવોછો?! તમો પુરૂષ વર્ગનાં હૃદય આવાં હોય કે?! એક"
"ઓી વ્યક્તિને છાજતાં આચરણ આપને શોભે કે?! ધૈર્ય"
"ધરો! મારા પ્રભુ ધૈર્ય ધરો!! એતો હોય! આમ છેક"
"અકળાઓછો શું?! માણસ માત્ર ભુલનું ભરેલું છે."
'પ્રારબ્ધ કર્મે ભલા માણુસની મતિ પણ ભ્રષ્ટ થએલી આ"
"પણે અનેક વાર ભાળીએ છીએ. તો પછી આવું નીંદીત"
"સાહસ કર્મ કરશો માં?! કિન્તુ કીધેલ કર્મની મહા પ્રભુ"
"પાસે ક્ષમા ચાહો! કે જેથી તે દયાળુ પ્રભુ–અનાથના"
"નાથ આ મહાન રોગને પરાસ્ત કરી આપને મૂક્ત કરશે!"
સ્ત્રી પોતીકા પાલવ વડે પ્રિતમનાં આંસુ લ્હોતી લથડતે અવાજે બોલી.

"રંભા ! જો કે તારૂં કહેવું અક્ષરસઃ સત્યછે. છતાં"
"તને વિનવીને કહું છું કે, મને તું આ વખતે વધારે કંઈ"
"પણ કહીશ નહિ! કારણ મને આ જીંદગી હવે અત્યંત"
"અકારી થઈ પડી છે. જેથી હું મારૂં નિર્લજ મુખ દુની-"
"આને દેખાડવા બીલકુલ રાજી નથી. એ મારો અટલ સિ-"
"દ્ધાંત છે. તો મને આડે આવી અટકાવ માં?!" વ્યાધી
અસ્ત પથીકે પોતાનો છેવટનો નિશ્ચય જણાવતાં કહ્યું.

"પ્રભુ! ભલે!! આપનો જ્યારે આવોજ નિશ્ચય છે, તો"
"આ રંક દાસીને પણ ન્યાયાધારે સેવા નિમિત્તે સંગમાં"
"લેશો! કારણ દેહ ત્યાં છાયા! અને ચંદ્ર વિના રજની"
"કદી શોભી શકતીજ નથી. હું પણ મારી જીંદગી પૃથ્વી"
"પર આપ સૌભાગ્યરક્ષક સિવાય એક ક્ષણ પણ ગાળવા"
"માગતી નથી."

"સ્વામીનાથ! આપના સ્વર્ગસ્થ થયા પછી ઝુરીઝુરી"
"ને મરવું, તેના કરતાં આપની સાથે આવી આપની પરિ-"
"ચર્યા ઉઠાવવી, એનેજ હું વધારે શ્રેયસ્કર માનું છું. માટે"
"આ અર્ધાંગનાને સાથે આવવાની આજ્ઞા કરવા કૃપાવંત"
"થશો!" સ્ત્રીએ પોતાનો મનોભાવ જણાવતાં કહ્યું.

'સતિ! હે સતિ!! હું તો ઇશ્વરનો અપરાધી છું. કિ-"
"ન્તુ તું નિર્દોષ છતાં આમ જ્યારે મિથ્યા આગ્રહ કરે છે."
"તો પ્રિયા.......લાચાર! ભલે!! "ભાવી પ્રબળ અને પ્ર-"

"અન્ત મિથ્યા" તારૂં પણ પ્રભુએ એજ રીતે નિર્માણ કી-" "પેલું હશે ખરે! "भगवतेच्छा बलीयसी" દૈવની ગતિ" "બળવાન છે."

આ વખતે રજની પતિ પોતે શીરો બિન્દુ પર આ-વી, પોતાનો શાન્ત પ્રકાશ પસારતો વિલાસી પુરૂષોને જ્યારે આનંદ આપી રહ્યો છે. ત્યારે આ દુઃખી દંપત્તિ પરસ્પર પોતીકો હસ્ત ગ્રહી ધીમે ધીમે આગળ વધેછે. પાણી પગના મધ્ય ભાગે આવ્યું. તેમણે આગળ વધવા માંડયું. એટલે તો પાણી જાનું, જાનુંથી કટી, કટીથી, શીન, શીનથી ગ્રીવા, ગ્રીવાથી મુખ અને મુખથી છેલ્લે મસ્તક ઉપર ફરી વળ્યું. પાણી મસ્તક ઉપર ફરી વળતાં નક્ષેત્રાધિપતિ પોતે વ્યોમ માર્ગમાં અતિ મંદ ગતિમાન થયા. પૂર વેગમાં વહન કરતો વાયુ, પોતાની ઉગ્રતા છોડી શાન્ત પડી ગયો. નિકટના જંગલમાં વસતાં ભયાનક પ્રાણીઓની કારમી ચીસો, તથા વૃક્ષોપર નિવાસ કરતાં પક્ષીઓના ઉપરા ઉપરી થતા કલરવ, બંધ થતાં સ-ર્વત્ર શુન્યવત્ ભાસવા લાગ્યું. અને તેની સાથે બનાસ ન-દીનું ખળખળ કરતું શ્યામવર્ણું વારી પણ તેના સંબંધમાં જાણે દિલગીરી દર્શાવતું ન હોય ?! તેમ તદન સ્થંભી ગયું.

વાંચકવૃંદ! આ રીતે એ દુઃખી દંપત્તિ બનાસ નદીને પોતીકા પ્રાણનો ભોગ આપનાર કોણ હતાં ?! તેનું અનુ-માન તેં તર્ક વડે, પથીકના કરેલા પશ્ચાતાપ ઉપરથી કીધું

તો હશે કે, તે આપણી નવલકથાનો ઉઆઉ નાયક “નગીનલાલ” હતો. અને પેલી સ્રી તે આપણી સ્વર્ગવાસી “મોતીગૌરી” ની માયાળુ માતા “નિર્મળા હતી! અસ્તુ!!



# એકાદશ—પરિચ્છેદ.

## ઉપસંહાર.

### દોહરા.

હંસ કરે પય પાન જયમ; વરજીને સૌ વાર,
તેમ તમે દુષણ તજી; સમજી લેજો સાર. ૧



સુજ્ઞ અને પ્રજ્ઞ વાંચક ! આ નવલ કથાનો અંત આવતાં, તમારૂં હૃદય શું કબુલ કરેછે ? ! નીરાકરણમાં નક્કીછે કે કન્યાવિક્રય—અનીતિનું નાણું અવળી વાટેજ વ્યય રૂપી પગ કરવા માંડે છે. તાત્પર્ય કે તે વિજળીના વેગવત ઝાઝીવાર ટકી શકતુંજ નથી. એ તો દૂધના દૂધમાં, ને પાણીના પાણીમાંજ.

વિચાર કરો કે કયાં ગઈ " નગીનલાલ શેઠ " ની દેશ પરદેશમાં ચાલતી અનંત પ્રખ્યાત પેઢીઓ ! કયાં ગયા તેના વિલાયતી ફેશનના સુંદર બંગલાઓ ! કયાં ગઈ તેની સૂર્ય સમાન અજવાળું આપવાવાળી વિજળીક બેટરીઓ ! કયાં

ગઈ તેની ચાર અશ્વની ફેટીનો ! કયાં ગયા તેના શયન ક-રવાના મનોહર છત્રપલંગો ! અને કયાં ગયા તેના ગ્રીષ્મ રૂતુના ભિષમ તાપમાં શીતળ સમીર આપવાવાળા મનરંજન પંખાઓ ! કે તેને આમ નિર્જન સ્થળમાં, રઝળી રખડીને અંતે આપઘાત કરીને મરવાનો સમય આવ્યો !

સુજ્ઞ બન્ધુઓ ! તમે સમજ્યા તો હશોજ કે તેની આ માઠી દશા, તે તેની ગરીબ ગાય જેવી પુત્રિ " મોતી-ગૌરી " ના અંતઃકરણની હાયનુંજ ફળ છે. માટે એ તો નક્કી સમજવું કે, ખરી મહેનતની જે લક્ષ્મિ છે તેજ સુખ-દાતાછે. અને અનીતિનું દ્રવ્ય તે અંતે આપત્તિ આપવાવા-ળુંજ છે. જેથી કરીને તમે, એવા કન્યાવિક્રયના દુષ્ટ રીવાજને આવકાર આપી, લક્ષ્મિના લાલચુ બની તમારી પ્યારી પુત્રિને, દુઃખના દરીઆમાં ડુબાવી " નગીનલાલ " ના જેવા નિર્દય બની નર્કગામી થશો માં ? !

તેમજ પોતે જરાવસ્થામાં ઝડપાયા છતાં, "મદનપાળ" ની માફક પરણવાની આકાંક્ષામાં પૈસાની ખુવારી કરી બિ-ચારી અનાથ બાળાઓનો ભવ બાળી, તમારા મનમાં મગ્ન થવા કરતાં, તેટલીજ લક્ષ્મિ પરમાર્થના કાર્યમાં ખરચી અ-નાથ માણસોની સુભાશીશ મેળવવવામાં તમે આનંદ માનજો. કે જેથી તમારી કાયાનું કલ્યાંણ થાય !

"રશીકલાલ" જેમ પોતાના પરમપ્રિયમિત્ર "મદનપાળ" ની સ્ત્રી, "મોતીગૌરી" ઉપર મોહ પામી, તેને એકલી આવતી અવલોકી પોતાની દુષ્ટ વાંચ્છના પરિતૃપ્ત કરવા જતાં, નિમિષ માત્રમાં પોતાનોજ પ્યારો પ્રાણ ગુમાવી, ઘોરમાં ઘોર નર્ક યાત્રા ભોગવતો થયો. તેવું જાર કર્મ કરવા તત્પર થતાં, સમર્થ સર્વેશ્વરના સામ્રારાજયના સામાન્ય નિયમનો દીલમાં જરા ડર રાખજો! કારણ કે પાપનું કામ જ્યારે ત્યારે પણ પબ્લીક થઇ, "લોભીરામને" જેમ ફાંસીને લાકડે લટકાવ્યો. અને "રત્નગૌરી" ને અંતે વિષ પ્રાશન કરાવ્યું. તેવુંજ ફળ તમને પણ આપ્યા સિવાય રહેનાર નથી. માટે એવા દુષિત પાપકર્મથી તમે સદૈવ ચોંકતા રહેજો.

આપણી આ નવલ કથામાં "મોતીગૌરી" ને પોતીકી પાપજાળમાં ફસાવવા આવેલી "રત્નગૌરી" ના જેવી કુલટાઓની સોબત કરતાં, હે! મારી ભારતવાસી ભલી ભગિનીઓ! તમે સદા સાવધ રહેજો! અને તમારૂં પતિવૃત–શીળવૃત, સાચવતાં, "મોતીગૌરી" ની માફક ભલે કદી પ્રાણ જાય તો જવા દેજો! કિન્તુ તમારા સ્ત્રી ધર્મથી પદભ્રષ્ટ થઇ, "રત્નગૌરી" એ જેમ પોતાના દુષ્ટકૃત્યથી ગામ પરગામ બધે ફીટકાર પામી, અંતિમ વખતે વિષની શોગ થઇ પડી, અકાળ મૃત્યુને પામી, માબાપના કુળને કલંકીત કીધું, તેમ તમે તમારી કંચન તુલ્ય કાયાને, કોડીવત્ કરી માબાપનું

મુખ કાળું કરશો માં ? ! કિન્તુ આપણી આ વાર્તાની નીતિજ્ઞ નાયકા "નિર્મળા"એ જેમ, પોતીકા પ્રિયતમના દુઃખે દુઃખી થઇ પોતાના પ્રાણને પણ પ્યારો નહિ કરતાં, સ્વામીની સાથેજ પાણીમાં પ્રવેશ કરી પોતાનો દેહ નિપાત કીધો, તેવીજ રીતે બ્હેનો ! તમે પણ અરંગ પતિ ભક્તિ પરાયણ થવામાં કિંચીત પણ કચાશ વા મોળાપણું રાખશો માં?!

હે ! ઉંચ પંક્તિમાં મનાતા ભૂદેવો ! તમે પણ પેલા પેટીયા પુરાણી બાવા "લોભીરામ" ની પેઠે લક્ષ્મિના ક્ષણિક સુખથી લોભાઇ જઇ, ફક્ત પોતીકા સ્વાર્થને ખાતર તમારા પવિત્ર હસ્ત કાળા કરી, યજમાનની બિચારી નિરપરાધી બાળાઓનું નખોદ વાળી, તેમની સુખી જીંદગીને જીવીત પર્યંત દુઃખમાં ધારવાને તમારાં પાપી પગલાં ભરશો માં ? ! કિન્તુ તમારી એવી દુર્બુદ્ધિની સદાને માટે હુતાશનીને આહુતી આપજો ? !

અત્રે હવે હું એટલુંજ કહીને અટકીશ કે, આ મારી નવલશ્રેણીમાંથી દુષણોને દૂર કરી, હંસ ન્યાયે સદ્ગુણ માત્રનો સંગ્રહ કરજો. કારણ કે શુદ્ધ કર્તવ્ય પરાયણતાથી સુખ, સંતોષ અને આનંદ અવશ્ય મળેછે. સંક્ષીપમાં સદ્ગુણથી સુખ પ્રાપ્તી, અને દુર્ગુણથી દુઃખજ પ્રાપ્ત થાયછે.

વ્હાલા વાંચનાર ! બસ ! આપણી નવલકથાના સારરૂપે

ઉપસંહારની એ પ્રમાણે સમાપ્તી લાવતાં, આ સ્થળે વાંચક અને લેખકનો સંબંધ પૂરો થાયછે.

આ નવલકથામાંથી પ્રિય પાઠક ગણ યત્કિંચીત પણ ગુણ ગ્રહણ કરશે, તો મારો લીધેલો પરિશ્રમ કેટલેક અંશે સફળ થએલો માની કૃત્ય કૃત્ય થઇંશ. સુખી રહો !



## *મહીદીપ

" હાય હરિ આ હિન્દુઓમાં શોય જુલ્મ થાયે (૨) "
" શોય જુલ્મ થાય પૈસે પુત્રીઓ વેચાયે—હાય "

" બાર વરસની બાળકી તેને બોતેર વયનો કંથ (૨) "
" લાયક ઉમ્મર થાય તે પે'લાં પરણ્યો પકડે પંથ–હાય "

" શાસ્ત્રમાં કહ્યું કંઇ ને સમજ્યા મૂંઢ કાંઇ (૨) "
" પાણી નવ પીવાય તો પછી કયમ લેવાય પાઇ–હાય "

" પેટ ભરીને પુત્રીઓના પૈસા જો લેવાયે (૨) "
" તો પછીથી પુત્રીનું જમતાં શું ચુંક થાયે–હાય "

" મડદે મીંઢળ બાંધતાં ન મૂંઢ કંઈ વિચારે (૨) "
" શું નવાઇ બાળકી વળતી વળે વ્યભિચારે—હાય "

" પુનર્લગ્ન કરતાં એમની આબરૂ લૂંટાયે (૨) "
" આબરૂ રહે જુઓ અતિ ગર્ભધ્વંશ થાયે—હાય "

" બાવળ બીજ બોઈ ખરે! આમ્ર આશ ધારે(૨) "
" મૂર્ખ એથી અન્ય કહો કોણ પૃથવીમાંરે—હાય "

---

* આ છંદ " ગજલ " માં પણ ગવાયછે.

" પીતુ કસાઇના કરે કપાય કનક વેલી (૨) "
" ઓ ! પ્રભુ બચાવ તું થઈ બાપડીનો બેલી—હાય "

ઓ ! પ્રભુ તું ધાય હાય ! ગાયનીજ વા'રે (૨) "
" તો તો પાપી પુત્રીઓને વેચતાં વિચારે—હાય "

સાખી.

" પાપી પિતાના હાથથી; દિન બાળા દુઃખી થાય "
" શા'ય કરો પ્રભુ સત્વરે, તો તો દુઃખ દળાય—હાય "



મહેરબાન,

# બાનુઓ અને ગૃહસ્થો !!

મનપસંદ છબીઓ, તરેહવાર લાકડીઓ, મજબુત કાઉ અને સુશોભીત ટૂંકો, જુદી જુદી જાતના નોટપેપર કાર્ડો, કવરો, વિદ્વાનોના હાથથી લખાએલી છ[illegible] ગીતો જુદા જુદા શુભ પ્રસંગોને લગતી અનેક જાતની [illegible]ઓ, નવલકથાઓ, ધાર્મીક ગ્રંથો, નાના મોટા નકશા સાથે તમામ જાતની સ્કુલ ઉપયોગી સંસ્કૃત, ઉર્દુ, ઇંગ્લીશ તેમ ગુજરાતી ચોપડીઓ, તરેહવાર નાટકો, કીસ્સા, ભજનનાં મનરંજન અનેક પુસ્તકો, એટલુંજ નહિ પણ મોટે ભા-[illegible]ઓ સ્ટેશનરીનો સુંદર ને સસ્તો સામાન, ક્યાંથી ખરીદ[illegible]શો?!!!

મેસર્સ. દેશાઇ અંબરસીની કુંપની—બુકસેલર

એન્ડ પબ્લીશર્સ એજન્ટ.

ફતેપર દરવાજો—નંબર. ૨ [illegible]